(કચ્છના કેળવણી ખાતા સારૂ મંજુર થએલી)

# કચ્છની ભૂગોળવિદ્યા.



(ઇતિહાસ, ભૂસ્તરવિદ્યા, ધર્મ, અને જુની ઇમારતો સંબંધી
હકિકત સાથે લોકોના તેમાં વિશેષે કરીને કચ્છના
કેળવણી ખાતાના ઉપયોગ સારૂ.)



કચ્છના એજ્યુકેશનલ ઇંસ્પેકટર
અને
યુવરાજ મહારાજ કુમાર શ્રીબાપુભાના વિદ્યાગુરૂ
**દલપતરામ પ્રાણજીવન ખખ્ખર**
એઓએ રચી.



મુંબઈ મધ્યે
ધોબીતળાવ—નંબર ૬૯૦ વાળા ઘરમાં,
વર્તમાન પ્રેસમાં મનચેરજી હોસંગજીએ છાપી.

કચ્છી સંવત ૧૯૩૧—ઇસ્વી સન ૧૮૭૫.

મૂલ કોરી ૧॥—રૂ૦ા=॥

MAHARAJA DHIRAJ MIRZA

MAHA RAO.

**SHRI SIR PRAGMALJI,**

**BAHADUR, G. C. S. I.**

**of KATCH.**

For the great zeal and interest evinced in the education & improvement of his subjects.

THIS LITTLE WORK

is dedicated,

With feelings of esteem & gratitude

BY

His obedient servant

**THE AUTHOR.**

સંસ્થાન કચ્છના મહારાજા ધીરાજ

**મીર્ઝાંમહારાવ શ્રી, સર પ્રાગમલ્લજી બહાદૂર**

**જી. સી. એસ. આઈ.**

એઓને

આ લઘુ ગ્રંથ

પોતાની પ્રજામાં વિદ્યા વૃદ્ધિ ને સુધારો કરવામાં બહુ ઉત્કંઠા

ને પ્રેમ દેખાડેછે

તે સારૂ

એમના આભારી સેવક ગ્રંથકર્તા

**દલપતરામ પ્રાણજીવન ખખર**

એમણે

પરમસત્કારપૂર્વક

અર્પણ કર્યો.

# પ્રસ્તાવના.

હું પ્રથમ કચ્છમાં મારા હોદ્દા ઉપર આવ્યો ત્યારે તપાસ કરતાં માલમ પડયું કે છોકરા થોડી ઘણી બીજા દેશોની ભૂગોળવિદ્યા જાણતા હતા, પરંતુ પોતાના પ્રાંતની ભૂગોળવિદ્યાથી કેવળ અજ્ઞાન હતા એટલુંજ નહી પણ તેમના મેહેતાજી પણ તેમના જેવાજ હતા. એ ઉપરથી એ વિશે એક નાનો ગ્રંથ તઈઆર કરવાનું મારા મનમાં આવ્યું; પરંતુ એ બાબત આગળ કંઇ લખાયલું નહીં તેથી જોઇતી હકીકત મેળવવામાં બહુ હરકત પડી. તોપણ જ્યારે હું પરગણામાં ફરવા જાઉં ત્યારે અથવા જે માણસો સાથે મારે મુલાકાત થાય ત્યારે તેને પ્રશ્નો પૂછી પૂછી તેની નોંધ રાખવા માંડી તેમજ જે કંઇ નજરે જોતો તેની નોંધ અથવા કોઈ જગ્યા જોવા જેવીછે એવું મારે કાને પડતું કે તેની ટીપ કરવા જતો ત્યારે સાથે રાખી તે વિશે તપાસકરતો. એ પ્રમાણે આ ગ્રંથ તૈયાર કર્યોછે. એમાં જે આબાદી છે તે દરબારનાં આબાદી ખાતાંમાંથી લઈ પરગણાવાર તમામ વસ્તી તથા ગામ કરી તેના સર્વાળા મેળવી ભૂગોળવિદ્યાને અનુકૂળ પડતી કરીછે.

એ ગ્રંથ પ્રથમ કચ્છની નિશાળોને સારૂ ધારેલો. પરંતુ ઘણા લોકોના કહેવાથી બહારની કચ્છી તેમજ બીજી પ્રજાને પણ ઉપયોગી થઇ પડે માટે મહી વધારે હકીકતો લખીછે. તે છતાં નિશાળમાં ઊપયોગી કરવાનો મૂળ ઉદ્દેશ માટે ઘણી હકીકતો મારે કહાડી નાખવી પડીછે, એટલું છતાં એ ગ્રંથ કચ્છની હાલની સ્થિતિની એક આરસો થઈ પડશે એવી ઉમેદ રહેછે.

નકશા વગર ભૂગોળનું જ્ઞાન બરાબર થતું નથી માટે એની સાથે એટલી જગામાં સમાઈ શકે તેવો એક નાનો નકશો મેહેતા હાથીરામ ત્રીકમજી પાસે ભૂગોળ ઉપરથી ચિત્રાવી મૂકયોછે અને તેમાં જરૂરનાં ગામ, નદી, ડુંગર વિગેરે જણાવ્યાંછે.

એમાંની ઘણીખરી હકીકત પ્રથમજ બહાર પડેછે માટે કાંઈ ખામી રહી હશે તો તે વાંચનાર ગ્રંથકર્ત્તાને લખી જણાવેથી ઉપકાર સાથે બીજી આવૃતિમાં તેનો ઉપયોગ કરશે.

ગ્રંથના પ્રમાણમાં તેનુ મૂલ ઘણુંજ થોડું રાખ્યુંછે.

એ ભૂગોળ હોપની ભૂગોળમાં લખ્યા પ્રમાણે શીખવવી.

મુ૦ ભુજનગર<br>
તા૦ ૧૩મી જાનેવારી<br>
૧૮૭૫

હ૦ પ્રા૦ ખ૦

# કચ્છની ભૂગોળવિદ્યા

## પ્રકરણ ૧ લું.

### ભૂગોળનું સામાન્ય વર્ણન.

#### પૃથ્વીના આકાર, પરિમાણ, ગતિ, અને દિશા.

ભૂગોળવિદ્યા શબ્દનો અર્થ ભૂ એટલે પૃથ્વી, ગોળ એટલે ગોળો અને વિદ્યા એટલે જ્ઞાન થાયછે. પૃથ્વીના ગોળા વિશે જેથી જ્ઞાન થાય તે. પૃથ્વી ગોળાકાર છે એ આપણે ઘણાં કારણોથી જાણી શકીએ છીએ. એક તો એ કે જે લોકો વહાણમાં બેશીને તેની ચારે બાજુએ ફરવા ગયાછે તેઓ જે ઠેકાણેથી નીકળ્યા હતા તેજ ઠેકાણે ઘણું કરીને દિશા ફેરબ્યા વગર પાછા આવ્યાછે, બીજું પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર ગ્રહણ વખતે પડેછે તે ગોળ દેખીએ છીએ, ત્રીજું ... તરફ જેમ જેમ જઇએ તેમ તેમ ધ્રુવનક્ષત્ર ઉંચે ...ે અને દક્ષિણ તરફ જઇએ તો તે નીચું થતું ...થઇ જાયછે, ચોથું પૂર્વ દિશા તરફના ...રજ પેહલો ઉગતો દેખાયછે, ...ભાગ પેહેલે અને બાકી ...ય તેમ દેખાયછે, તે ...દાર્થ વચ્ચે આવી જવાને ...લીધેછે. ... તે સાવ ગોળ નથી, ઉત્તર દક્ષિણ નારંગીની પેઠ કાઇક ચપટીછે.

પૃથ્વીનો પરિઘ એટલે ઘેરાવો સુમારે ૨૪૮૯૬ મૈલ છે અને તેનો વ્યાસ એટલે એક છેડેથી મધ્ય બિંદુમાં થઇને બીજા છેડા સુધીની દોરી ૭૯૨૫ મૈલ છે. પૃથ્વીની બધી સપાટીનો સુમાર એક ભાગ જમીન અને બે ભાગ પાણીછે. પૃથ્વી સ્થિર દેખાયછે પણ તે સ્થિર નથી એ તો સદા ફરતીછે. એને બે ગતી છે. એક પોતાની આસપાસ પશ્ચિમથી પૂર્વ ભણી ફરેછે તેથી સૂર્ય, ગ્રહ અને તારા પૂર્વથી પશ્ચિમ ભણી જતા દેખાયછે અને તેથી રાત અને દિવસ થાયછે; અને બીજી તેમ ફરતી હોઇને સૂર્યની આસપાસ વરસ દહાડે ફરી રહેછે તેથી ઋતુ તથા વરસ થાયછે.

જે તરફ સૂર્ય ઉગતો દેખાયછે તે પૂર્વ દિશા, પૂર્વ તરફ મોં કરીને ઉભીએ તો વાંસા ભણીની પશ્ચિમ દિશા, ડાબા હાથ તરફ ઉત્તર દિશા અને જમણા ભણી દક્ષિણ દિશા જાણવી. એ મુખ્ય ચાર દિશાછે. એ સિવાય ચાર ખૂણાછે—અગ્નિ, નૈઋત્ય, વાયવ




પૃથ્વીપરનાં વૃ

પૃથ્વીના મધ્યમાં થ.
રેષાને પૃથ્વીનો આંસ કહેછે, . ઉત્તર
ધ્રુવ અને દક્ષિણના છેડાને દક્ષિણ ધ્રુવ કહેછે.

ભૂગોળ ઉપર અનેક વૃત્તો કલ્પ્યાં છે જેવાં કે વિષૂવવૃત્ત, અયનવૃત્ત, ધ્રુવવૃત્ત, ક્રાંતીવૃત્ત, રેખાંશવૃત્ત, અક્ષાંશવૃત્ત ઇત્યાદિ.

દરેક વૃત્તનાં ૩૬૦ અંશ એટલે ભાગ, દરેક અંશની ૬૦ કળા અને દરેક કળાની ૬૦ વિકળા કલ્પેલી છે.

પૃથ્વીની બરોબર મધ્ય ઉપર પૂર્વ પશ્ચિમ જતું જે વૃત્ત તે વિષૂવવૃત્ત, ભૂમધ્યવૃત્ત અથવા મધ્ય રેષા પણ એજ. આ વૃત્તથી ભૂગોળના બે સરખા ભાગ થાયછે તેને ઉત્તર ગોળાર્ધ અને દક્ષિણ ગોળાર્ધ કહેછે.

અયનવૃત્ત એ વિષુવવૃત્તથી સમાંતરે એક ૨૩½ અંશ ઉત્તરે અને બીજું ૨૩½ અંશ દક્ષિણે એવાં બે વૃત્ત છે. ઉત્તરનું કર્કવૃત્ત અને દક્ષિણનું મકરવૃત્ત કહેવાયછે.

પ્રત્યેક ધ્રુવથી આણીમેર ૨૩½ અંશપર કલ્પેલાં વૃત્તને ધ્રુવવૃત્ત કહેછે. ઉત્તરનું ઉત્તરધ્રુવવૃત્ત અને દક્ષિણનું દક્ષિણ ધ્રુવવૃત્ત કહેવાયછે.

કર્કવૃત્તથી તે મકરવૃત્ત સુધી વિષુવવૃત્તને છેદીને તીરકસ જનારૂં એક વૃત્ત કલ્પેલુંછે તેને ક્રાંતીવૃત્ત કહેછે. એજ વૃત્ત ઉપર સૂરજ ફરતો દેખાયછે અને એના ઉપરજ તેનાં કીર્ણ ઉભાં પડેછે.

વિષુવવૃત્તને છેદીને બે ધ્રુવ સુધી ઉત્તર દક્ષિણ જતાં કલ્પેલાં જે વૃત્તો તે રેખાંશ વૃત્ત. આ વૃત્તોથી પણ ભૂગોળના પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ એવા બે ભાગ થઇ શકેછે. એને યામ્યોત્તર વૃત્ત કહેછે: એ અનેક છે. એના ઉપરજ અક્ષાંસ ગણાયછે.

વિષુવવૃત્તથી સમાંતરે ધ્રુવ સુધી અનેક વૃત્ત કલ્પેલાં છે, તે દરેકને અક્ષાંશવૃત્ત કહેછે. એનાજ ઉપર રેખાંશ ગણાયછે.

વિષુવવૃત્તથી ધ્રુવ સુધી ૯૦ અંશ તે અક્ષાંશ, તેમાં ઉત્તર ભણીનાં તે ઉત્તર અક્ષાંશ અને દક્ષિણ ભણીનાં તે દક્ષિણ અક્ષાંશ.

રેખાંશ વૃત્તમાંથી જે પહેલું માન્યું હોય ત્યાંથી પૂર્વ તરફ ૧૮૦ અંશ તે પૂર્વ રેખાંશ અને પશ્ચિમે ૧૮૦ અંશ તે પશ્ચિમ રેખાંશ. વિદ્વાન પ્રજાઓ પોતાના નકશામાં પોતાના મુખ્ય શેહેરથી રેખાંશ ગણેછે.

ઇંગ્રેજી નકશામાં લંડન પાસે ગ્રીનિચથી પેહેલું રેખાંશ વૃત્ત માનેછે, અમેરિકાંના નકશામાં વાશિંગટનથી માનેછે અને આપણા દેશમાં અસલ ઉજ્જન અને લંકાથી પેહેલું રેખાંશ વૃત્ત માનતા.

રેખાંશ વૃત્તનો અંતર સર્વે ઠેકાણે સરખો હોયછે પણ અક્ષાંશ વૃત્તનો તેમ નથી. તે તો વિષુવવૃત્ત તરફથી ધ્રુવ તરફ સાંકડાં થતાં જાયછે.

પૃથ્વીને પાંચ કટિબંધ એટલે પટા છે. એક ઉષ્ણકટિબંધ, બે સમશીતોષ્ણકટિબંધ અને બે શીતકટિબંધ. ઉષ્ણ કટિબંધ બે અયનવૃત્તોની મધ્યે છે. તેમાં ગરમી બહુ હોયછે. બે સમશીતોષ્ણ કટિબંધ અયનવૃત્ત અને ધ્રુવવૃત્તની મધ્યે આવેલાંછે. એમાં ગરમી અને ટાઢ મધ્યમછે, અને ધ્રુવવૃત્તથી તે ધ્રુવ સુધી બે શીતકટિબંધછે. એમાં ટાઢ બહુ પડેછે.

---

## જમીન અને પાણીના ભાગ.

જમીન પૂર્વ ગોળાર્ધમાં અથવા ઉત્તર ગોળાર્ધમાં બીજા ગોળાર્ધ કરતાં ઘણીછે. જમીનના પૂર્વ કે પ્રાચીન મહાદ્વીપ અને પશ્ચિમ કે નવો મહાદ્વીપ એવા બે ભાગ કીધાછે. નવો

એટલા માટે કે કોલમ્બસ નામના વહાણવટીએ ઇ. સ. ૧૪૯૨ માં શોધી કહાડયા. અગાઉ તે જૂના માંહેલા લોકોને માલુમ ન હતો.

પૂર્વ મહાદ્વીપમાં એશિયા, યૂરોપ અને આફ્રિકા એવા ત્રણ ખંડોછે, અને પશ્ચિમ મહાદ્વીપમાં એકજ અમેરિકા ખંડછે જેના ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા એવા બે ભાગછે.

એ સિવાય પાસિફિક મહાસાગરમાં બેટો છે તેને આસ્ત્રલેશિયા અથવા ઓશિયાનિઆ નામે એક પાંચમો ખંડ કેટલાક ગણેછે.

એશિયા યૂરોપની પૂર્વે, આફ્રિકા યૂરોપની દક્ષિણે અને અમેરિકા ખંડ એ યૂરોપ અને આફ્રિકાની પશ્ચિમે છે.

પૃથ્વીપર મહાસાગર તો એકજ છે પણ તેના પાંચ ભાગ કલ્પેલાછે.

૧ પાસિફિક મહાસાગર એ સર્વેથી મોટા એશિઆ અને અમેરિકા ખંડની વચે છે.

૨ આટલાંટિક મહાસાગર તેથી ઉતરતો છે. એની પૂર્વે યૂરોપ અને આફ્રિકા તથા પશ્ચિમે અમેરીકા ખંડ છે.

૩ હિંદી મહાસાગર તેથી નાનો એશિયાની દક્ષિણેછે.

૪ ઉત્તર મહાસાગર તેથી નાનો ઉત્તર ધ્રુવની આસપાસછે.

૫ દક્ષિણ મહાસાગર દક્ષિણ ધ્રુવની આસપાસ છે.

---

## જમીનના ભાગની વ્યાખ્યા.

૧ જેમાં ઘણા દેશ આવેલા હોય એવા જમીનના મોટા ભાગને ખંડ કહેછે.

૨ જમીનનો જે ભાગ ચોતરફ પાણીથી વીંટાયલો હોય તેને દ્વીપ, બેટ કે ટાપુ કહેછે.

૩ જમીનનો જે ભાગ ઘણી બાજુએ પાણીથી વીંટાયલો છતાં એક બાજુએ જમીન સાથે સંધાયલો હોય તેને દ્વીપકલ્પ કહેછે.

૪ બે બાજુએ પાણી હોય એવો જમીનનો જે સાંકડો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે તેને સંયોગી ભૂમિ કહેછે.

૫ જમીનની જે અણી વધીને સમુદ્રમાં ગએલી હોય તેને ભૂશિર કે ભૂશલાકા કહેછે. ઝીણી હોય તો બિંદુ કહેછે.

૬ પૃથ્વી ઉપર ઘણા ઊંચા લાંબા અને પોહોળા ટેકરા હોયછે તેને પાહાડ કે ડુંગર કહેછે. એવા એવા ઘણા ટેકરા એક બીજા સાથે સંધાઇને ઘણા ગાઉ સુંધી લાંબા ચાલ્યા ગયા હોય તેને પર્વત, અને બહુ ઊંચા નહીં હોય તો તેને ધાર કહેછે.

---

## પાણીના ભાગની વ્યાખ્યા.

૧ પૃથ્વીના મોટા ભાગ ઉપર ફેલાયલો જે પાણીનો સમુદાય તેને મહાસાગર કહેછે.

૨ જમીનને લગતો મહાસાગરનો જે મોટો ભાગ તે સમુદ્ર કે સાગર.

૩ સમુદ્રનો જે ભાગ જમીનથી ઘણો ખરો ઘેરાયલો હોય તેને અખાત કહેછે.

૪ અખાતનું મ્હો પોહોળું હોય તેને ઉપસાગર કહેછે.

૫ પાણીના બે મોટા ભાગને જે પાણીનો નાનો ભાગ સાંધે તે સામુદ્રધુની.

૬ પાણીનો જે ભાગ જમીનથી ચોતરફ ઘેરાયલો હોય તેને સરોવર કહેછે.

૭ પાણીનો જે પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જમીનપર થઇને સમુદ્ર કે સરોવરને મળે તેને નદી કહેછે—જયાંથી નીકળે તે તેનું મૂળ અને જયાં મળે તે તેનું મુખ કહેવાયછે.

૮ સમુદ્રનો સાંકડો પટ કે ભાગ જમીન ઉપર ધસી આવેલો હોય અથવા જમીનથી તેનું રક્ષણ થતું હોય તેને ખાડી કે નાળ કહેછે.

૯ એક દિશામાંથી બીજી દિશામાં જે નદિનું વેહેવું તેને નદિ ક્રમ કહેછે.

૧૦ અમુક ઉંચાણ પ્રદેશ જેની સામ સામેની દિશા-માંથી પાણીનું વેહેવું થાય તેને જળક્ષેપ પ્રદેશ કહેછે.



# કચ્છની ભૂગોળવિદ્યા.

## પ્રકરણ ૨ જું.

### સામાન્ય વર્ણન.

**મર્યાદા**—કચ્છદેશ ૨૨°-૪૬′ અને ૨૪°-૧૬′ ઉત્તર અક્ષાંશ અને ૬૮°-૩૧′ અને ૭૧°-૫′ પૂર્વ રેખાંશની અંદર આવેલોછે. એની ઉત્તરે, પૂર્વે અને અગ્નિકોણમાં રણ આવેલુંછે. દક્ષિણે અને નૈરૂત્યે કચ્છનું અખાત અને હિંદી મહાસાગર આવેલાંછે, અને પશ્ચિમ તથા વાવ્ય દિશાએ સિંધુ નદીની કોરી નામની પૂર્વ શાખા અથવા રણ આવેલુંછે, રણની પેલી મેર સિંધનાં નગરપારકર વિગેરે પરગણાં આવેલાં છે.

---

### કચ્છમાં નીચે લખ્યાં પરગણાં ગણાયછે.

| પરગણાં. | મુખ્ય શેહેર કે ગામ. |
|---|---|
| ૧ પાવર | ભૂજ, માનકૂવા, બિબ્બર, નીરોણા, માધાપર. |
| ૨ મીઆણી | કુંવે, લોડાઇ, પદ્ધર. |
| ૩ બંની | બનરી, હોડકું, લૂણો. |
| ૪ પચ્છમ | ખાવડો, લુડીઆ, અંધો. |

૫ ખડીર..................ગઢડો, જનાણ, ધોળોવીરો.
૬ પ્રાંથળ..................ફતેગઢ, ગેડી, બેલા, લોદ્રાણી.
૭ વાગડ..................રાપર, ભચૌ, પળાંસવું, લાકડીયું,
[આડેસર, આધોઇ, ચોબારી.
૮ અંજાર ચોવીશી.........અંજાર, તૂણાબંદર, નાગલ-
[પર, ભીમાસર, રત્નાળ.
૯ ભૂવડ ચોવીશી..........ભૂવડ, એડોઇ, સંઘડ.
૧૦ હાલા ચોવીશી..........ભદ્રેસર, વડાલો, લૂણી.
૧૧ કાંઠી..................માંડવી બંદર, મુંદ્રાબંદર, ગુંદી-
[આળી, બિદડા, કેરા.
૧૨ મોડાસો..................બાયઠ, સાભરાઈ, બાડો.
૧૩ અબડાસો..................જખૌબંદર, નળીઓ, કોઠારા,
[તેરા, સુથરી, મોથાળો, સુમરી-
[રોહા, વિંઝાણ, સાંધાણ, કોટડી.
૧૪ કંડ..................નારણસર, કોટેશ્વર, ગુઅર.
૧૫ ગરડો..................લખપત બંદર, માતાજીનો મઢ,
[પાનંદ્રો.
૧૬ માક..................મજલ, નખત્રાણું, નેત્રા.

**વિસ્તાર અને વસ્તી**—એ દેશની ઘણામાં ઘણી લંબાઇ ૧૮૦ મૈલ અને ઘણામાં ઘણી પોહોળાઇ ૫૦ મૈલ છે. એ એક ઠેકાણે એવાતો સાંકડો છે કે ત્યાંની પોહોળાઇ માત્ર ૧૫ મૈલજ છે. કચ્છનો વિસ્તાર (રણ જે કચ્છનો ભાગ છે તે બાદ કરતાં) આસરે ૬૫૦૦ ચોરસ મૈલ છે, અને રણ તેના નાના મોટા ખેટડા સુધાં ગુજરાતની પૂર્વ અને અગ્નિકોણના ભાગ સુધી આસરે ૯૦૦૦ ચોરસ મૈલ છે. એમાં ૮૭૮ ગામ તથા ઇ૦ સ૦ ૧૮૭૨ (સં. ૧૯૨૮) ની

હેની આબાદી પ્રમાણે ૪૮૭૩૦૭ માણસની વસ્તીછે.

કિનારો—કચ્છનો આકાર ઘણું કરીને લાંબા વાંકા તુંબડા જેવોછે અને ચોમાસામાં જ્યારે રણમાં પાણી ફરી વળેછે ત્યારે ટાપુ થઇ રહેછે. પરંતુ વહાણને ઉપયોગમાં આવે એવો કિનારો આસરે ૨૦૦ મૈલ છે, અને તે ખાડીની નાળથી પડેલા દાંતાવાળો નથી, પણ ઘણો ખરો એકસરખોછે.

ડુંગરપરથી નદીઓમાં ઘસડાઇ આવતી માટી તથા રેતી કિનારા આગળ એકઠી થઇને પવનના જોરથી તણી ટેકરીઓ થાયછે તેને ઢુહ કહેછે.

મુખ્ય બંદર—ખારીરોહર, તૂણા, મુંદ્રા, માંડવી, જખૌ, કોટેશ્વર અને લખપત.

ભૂશિર—નવી નાળબિંદુ, કનઓઇની ભૂશિર, બન્ની આગળ લૂણાની ભૂશિર.

દ્વીપકલ્પ—બન્નો, પ્રાંથળ, વાગડ.

દ્વીપ કે ટાપુઓ—એમાંના કેટલાક કિનારા પાસેછે અને ઘણા ખરા રણમાંછે. પણ તે રણ સુકાય ત્યારે ત્યાં સૂકે જવાનો રસ્તો થાયછે. રણમાં પચ્છમ, ખડીર, કૂઆરી બેટ, ધંધારા બેટ, ગોણીયાદો બેટ, બે ભીનીયાર બેટ, તથા ધંધલા અને લાકડા બેટ, સિવાય બીજા ઘણા નાના બેટડા છે. દરિઆ કિનારાના બેટોમાં જખૌ પાસે આડોધક, લૂણ કે ધ્રુગડ, જોગીથરી કે પીરશેખગાન, પીર હાજી ઇબ્રામ ટાપુ, લાણાવાણુ, એરલો, ચખડી, સપથરો, બગથરો, ઇત્યાદિ.

માંડવીની સામે રણવરો નામનો ખડક તથા નવી નાળની પશ્ચિમે સોનારદડી નામના ખડકોનો જથો છે.

પર્વતોની ધાર—કચ્છમાં છુટા છુટા ડુંગર ઘણા છે;

પરંતુ પર્વતની મુખ્ય ત્રણ ધાર થઈ શકેછે. એક ઉત્તરધાર જે પશ્ચિમ, ખડીર, અને પ્રાંથળમાં થઈને જાયછે. એ કાળો ડુંગર, રાયમલરો ડુંગર, ખડીરના ડુંગર (ખડીઓ), ભાંજડો, લક્કી, પ્રાંથળવાળો ધોળો, નીલવો, મોઆણિઓ વિગેરે ડુંગર મળીને થઈછે. મધ્યધાર, એ ધાર ઘણીખરી કચ્છને ઉત્તર કિનારે રણપર પૂર્વ પશ્ચિમ આવેલી છે. તે જોગીકા ભિટ, ઝારો, ઝીરો, કરાકાસમ, (કણેરો), ધીણોધર, વારાર, ગુરો, હબાય, અને કાસના ડુંગર મળીને થઈછે. એમાં ધીણોધર ઊંચામાં ઊંચોછે. તેની દરિઆની સપાટી ઉપરથી ઊંચાઈ ૧૨૬૮ ફૂટ છે. દક્ષિણધાર, એ ધાર કચ્છ પ્રાંતના મધ્ય ભાગને ઊંચો પ્રદેશ કરી મૂકેછે, અને તે પશ્ચિમમાં મઢ પાસેથી ચાલી તે રોહા પાસે રોહાનો ડુંગર, નનામો, ધ્રબવો વિગેરેથી પૂર્વમાં ચાડવા, લક્કી, ખાત્રોડ, ધોળો, વિગેરેને મળી છેક અંજાર સુધી પૂર્વમાં ગઈછે. એમાં નનામાની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૧૪૨૪ તથા ખત્રોડની ઊંચાઈ ૧૧૪૨ ફૂટ છે. મઢ પાસેથી એક ધાર પશ્ચિમમાં ગોધાતડ સુધી ગઈછે. ચાડવાનો એક ફાંટો સિસાગઢ પાસે ચિત્રાણાના નામથી ઓળખાયછે. તેપણ છેક અંજાર સુધી જાયછે.

જ્વાળામુખી—કચ્છના કેટલાક ડુંગરો આગળ જ્વાળા મુખી હતા, પરંતુ હમણા કોઈ જીવતા જ્વાળા મુખી એટલે કોઈમાંથી જ્વાળા નીકળતી હોય એવા નથી. તેમાં મુખ્ય ધીંગોધર, લેકા, મઢ પાસેની ડુંગરી, નનામો ધોળો વિગેરેછે.

મુખ્ય નદીઓ—આ પ્રાંતમાં બારે માસ વેહેતી મીઠી નદીઓ જુજછે. ઘણાંખરાં તો નાળાં છે તે જયારે વર-

સાદ પડે ત્યારે જોસથી એકદમ ધસી આવે અને તે ઊત-રવાં બહુજ મુસ્કેલ હોયછે, પરંતુ વરસાદ રહી ગયો કે મા-ત્ર તેના પોહોળા રેતીના પટની નિશાની અને ઊંચા કિનાર, સિવાય બીજુ કાંઇ જણાતું નથી. કેટલાકમાં ઠેકાણે ઠેકાણે પાણીથી ભરેલા ધ્રો બારેમાસ રહેછે. નદીના બે ભાગ થઇ શકેછે. એક ઉત્તર વાહીની, અને બીજી દક્ષિણ વાહીની તે ઘણું કરીને દક્ષિણ ધારમાંથી નીકળીને ઉત્તર અથવા દ-ક્ષણ દિશા લેછે, તેમાં ઉત્તર વાહીની ઘણું કરીને ખારી હોયછે અને દક્ષિણ વાહીની ભાંભળ અથવા મીઠી હોયછે, એકજ નદી એક ઠેકાણે ખારી અને બીજે ઠેકાણે મીઠી અ-થવા ભાંભળ હોયછે.

ઉત્તરવાહીની—ખારી નદી એ આડવાના ડુંગરમાંથી નીસરી ભૂજ પાસે તથા રૂદ્રાણી માતાના દેવાલય પાસે થઇ ઉત્તર તરપ રણમાં સુમરાસર પાસે પડેછે. એને એક પાટ નદીનો તથા બીજા બે છેલા રૂદ્રાણી માતા આગળ મળેછે, ત્યાંથી રૂદ્રાણી કહેવાયછે. એમાં પાણી હંમેશ રહેછે. સાર-ણ એ દુધે પાસે ચિલાધારમાંથી નીસરી દુધે તથા ધમડકા વચ્ચે થઇ રણમાં પડેછે. એમાં થોડું ઘણું પાણી હંમેશાં ર-હેછે. નિરોણા વાળી નદી આડવામાંથી સામત્રા આગળથી નીકલી ફોટડી, વિંછીઆ અને નથરઓઇ પાસે થઇ નિરો-ણા આગળ રણમાં પડેછે. તેને બીજી બે નદીઓ અકાડના આ-ગળ મળેછે. એક ધંગોણ પાસે રોઝલાના ડુંગર પાસેથી ની-કળી મોરગર અને વિથોણ પાસે થઇને જાયછે. તેને કુકડ કહેછે, અને બીજી ધ્રબવાના ડુંગર પાસેથી નીકળેછે.

**દક્ષિણવાહીનો**—રૂખમાવતી એ ચાડવાના ડુંગરમાંથી નીસરી મજલ, કોજાચોરા, આસરાઇ, અને ગણ પાસે થઇ માંડવીની ખાડીમાં પડેછે. નાગમતી એ ચાડવામાં ધર્મશાળાથી જરા ઉતરાદા ભાગમાંથી નીસરી કેરા, ગજોડ, બેરાજા, દેસલપર અને ભુજપર આગલ થઈ નવીનાળની ખાડીમાં પડે છે. એ બે નદી હંમેશાં વહેછે અને પાણી પીવા જેવુંછે, પણ નાગમતી આગળ જતાં નવીનાળ આગળ રેતીમાં સોસાઇ જાયછે. ભૂખી એ ચકાર પાસે ધોળામાંથી નીસરી વાંકી અને પલી વચ્ચે અને લાખાપર ને મગ્રા પાસે થઇ મુંદ્રાની ખાડીમાં પડેછે, એને ચકાર આગળ નેરણ નદી કહેછે ત્યાં પાણી રહેછે. ખરોડ નદી નનામામાંથી નીસરી સિસાગઢ, ગોધ્રા, અને લાયજા પાસે થઈ આસાર આગળ કચ્છના અખાતમાં પડેછે તેમાં પાણી હંમેશાં રહેછે. સાઇ નદી ચિલાણામાં ચિઆસર આગળથી નીસરી સાભરાઈ પાસે થઇ બાંભણાઇ આગળ કચ્છના અખાતમાં પડેછે. કનકાવતી અથવા સતવળો નનામામાંથી નીસરી નુંધાતડ, હાજાપર, અને વિંઝાણ પાસે થઇ ધુંવાઇ પાસે આરબી સમુદ્રને મળેછે, એમાં પાણી કેટલેક ઠેકાણે મીઠું તથા બારેમાસ રહેછે. નાયરો એ વેહાર નામના ડુંગરમાંથી નીસરી મોથાળા, રોહા, અને કોઠારા પાસે થઇ રાપર આગળ આરબી સમુદ્રને મળેછે. રાણીઆરો નદી નેત્રા પાસેના ડુંગરમાંથી નીસરી તેરા તથા નળીઆપાસે થઇ જખૌની ખાડીમાં પડેછે. મઢવાળીં નદી મઢ પાસેના ડુંગરમાંથી નીસરી અઇડા, લઇઆરી, અને કોસા પાસે થઇ જખૌની ખાડીમાં પડેછે.

**સરોવર**—આ પ્રાંતમાં કોઇ મોટાં સરોવર નથી. પાણી

સારૂ ગામોગામ તળાવ[1] ખોદાવેલાં હોયછે, અને કેથે બંધાવેલાં પણ છે. ચાડવામાં એક જૂનું બંધાવેલું તળાવ[2] છે તેમાં ૨૨ ગજ પાણી ઉનાળે રહે છે, તે દુકાળ વખતે ઉપયોગી થઇ પડે. એનો હમણાં દરબારશ્રીએ પાછો જીર્ણોદ્ધાર કરાવી તેનું નામ પ્રાગસર પાડયુંછે. ભુજમાં હમીરસર, અંજાર તળપતમાં સિદ્ધસર જેનું પાતાળો પાણી હંમેશાં છલ્યું જાયછે, અંજાર પાસે નીંગાળનું તળાવ અને ડુંગરમાં શિણાયનું છે. નીંગાળનું પાણી ખેતરોમાં મોકલવા બંબા લગાવેલા હતા. ભીમાસર પાસે ચકાસરછે.

રણ – એ કચ્છની વાવ્ય, ઉત્તર, અને ઇશાન્ય કોણમાં નીચી જમીનનો ખારો પટ છે. એમાં ચૈત્ર વૈશાખના પવનના જોરથી કચ્છના અખાત વાટે અને કોરી વાટે દરિઆનું પાણી આવેછે, તથા બનાસ અને લુણી નદીમાં પૂર આવેછે તેનું પાણી અને ચોમાસામાં વરસાદનું પાણી આવેછે ત્યારે સમુદ્ર સરખું થઇ રહેછે, અને કચ્છને ટાપુ બનાવી મૂકેછે. એ વખતે રણ એકથી પાંચ ફૂટ ઊંડું હોયછે અને તે ઊતરવું બહુજ મુસ્કેલ પડેછે. વરસાદ વિત્યા પછી એ પાણી હળવે હળવે સુકાઇ જાયછે ને તેથી જમીનની સપાટી ઊપર મીઠાના થર બાઝી રહેછે. એ મીઠું કચ્છને તથા દેશાવરને બહુજ ઊપયોગી થઇ પડેછે. એ રણની આસપાસ ખારૂં

---

૧. ઊપલાં તળાવોને કવિઓએ અદભૂત મનોરંજક વારતા સાથે જોડી દીધાંછે.

૨. અસલ લાખા ફૂલાણીના વખતમાં જામસર અને અસૂરાસર નામનાં બે તળાવ ચાડવામાં હતા. અસૂરાસરને એકવાર કોઇએ સમરાવીને તેનું નામ અખુબંગ પાડેલું. તે તૂટી જતાં પાછું સં. ૧૯૨૪ માં દરબારશ્રીએ ઘણા ખરચથી સમરાવીને તેનું નામ પ્રાગસર પાડયું. જામસર ફૂટી ગયુંછે.

ઘાસ તથા પીલુ અને એવોજ બીજી બારી વનસ્પતિ સિવાય કંઇ ઊગતું નથી.

[એ રણ અસલ સમુદ્ર હતો, અને તેમાં વહાણ ચાલતાં તથા તેને કિનારે જૂનું પાલીનગર, જેને હમણાં વિરાવાવ કહેછે તે બંદર હતું, પણ ધરતીકંપથી જમીન ઊંચી થવાથી સમુદ્ર હઠી ગયો અને હવે માત્ર ચોમાસામાં પાણી ભરાયછે. એ સમુદ્ર ક્યારે હતો તે નક્કી થતું નથી. પણ દંતકથા એવીછે કે ધોરમનાથે શાપ દેઇને સમુદ્ર સુકવી નાંખ્યો. એ ધોરમનાથ મોડ જે સિંધનો સમો રજપૂત હતો અને જેણે પોતાનો મામો વાઘમ ચાવડો કચ્છમાં રાજ કરતો હતો તેને માર્યો તેના વખતમા થઇ ગયો. આજના પચ્છમના સમા એવું કહેછે કે તેની અગાઊ લણસેં વરસ ઉપર જયારે મડમ અને સોઢા જાતના રજપૂત રાજકરતા હતા, ત્યારે એટલે આસરે ૧૩૦૦ વરસ ઉપર એ સમુદ્ર હતો, અને તેમાં વહાણ ચાલતાં હતાં. તેમ તપાસ કરતાં રણમાં છેક ઊંડાણમાંથી ભાગેલું વહાણ તથા લંગર પણ નીકલ્યાં હતાં, તેથી તથા બીજાં ઘણાં ચિન્હોથી સાબિત થાયછે કે એ અસલ ભૂમધ્ય સમુદ્ર હતો. હાલ એ રણ જમીન માહેલા કુદરતી ફેરફારથી તથા નદીઓ માટી ઘસડી લાવેછે તેથી ઊંચું થતું જાયછે, અને જોકે આ કાંઠે શિકારપૂર અને સામે કાંઠે માળીઆભણી પાણીની નાળ (જેને બારવા "નેસ" કહેછે તે) વધારે ઊંડી, પોહોળી અને જમીન તરફ વધતી જાયછે, તોપણ એવું ભાસેછે કે રણ કાળે કરીને પૂરાઇ જશે અને તેમાં ખેતીવાડી થશે. હાલ પણ રણમાં જે બેટડાઓની હારછે ત્યાં બંધ બાંધી પશ્ચિમ ભણી ખારૂં પાણી જતું અટકાવે અને તેમાં મીઠું પાણી ભર્યું રહેવા દે તો કેટલીક મુદતે જમીન મીઠી થાય,

અને તેથી કચ્છની ખેડવાણ જમીનમાં આસરે ૧૦૦૦ ચો-રસ મૈલનો વધારો થઇ રૈયતને ફાયદો થવે. તેમજ સિંધથી માલ આવવા જવાનો સરસ રસ્તો થાય. એ રણુ એ પ્રમાણે સુધરે એવો વિચાર ગ્રંથકારને ગોવાના ખારાં ખાંજણુ તથા મુંબઇ અને વસઇનાં આગર અને અમેરિકામાં જમીન એમ ઉપયોગમાં લીધીછે તેપરથી સુજેછે.

અહીં ઊનાળામાં બરફ જેવા ચળકતાં મીઠાં ઊપર સૂરજનાં કિર્ણ પડવાથી અદ્ભૂત દેખાવ થાયછે. એથી રણનું ઘાસ તથા ઝીણી વનસ્પતિનાં મોટાં ગિચ જંગલો જાણે ડોલતાં હોય એમ જણાયછે. કિલ્લા, ગઢ, અને લશ્કરનો એવો આબેહૂબ દેખાવ થઇ રહેછે કે માણસ ભૂલ ખાધા વગર રહેજ નહીં. એને મૃગઝાંઝવાં કહેછે અને ઝાંઝવાંનો અહીંના જેવો સંપૂર્ણ દેખાવ પૃથ્વીના બીજા ભાગમાં નથી.

રણને કિનારે એક જાતનો ગધેડો થાયછે તેને ખર ગધેડો કે ખરચર ગધેડો કહેછે. એ કદમાં ઘણો મોટો. શરીરે બહુજ મજબૂત, અને દોડવામાં ચપળ હોયછે. તે માલ લાણા[1] અને બીજી ખારી વનસ્પતિ ખાઇને જીવેછે. એનાં ૬૦-૭૦ નાં ટોળાં ભટકતાં ફરેછે અને મોલ તૈયાર થાય ત્યારે ખેતરોમાં આવી નાશ કરી જાયછે. એમાનું એક ખરચું કાઠિઆવાડનાં નટ સાહેબે પુનામાં જનાવરના પ્રદર્શનમાં મૂકયું હતું, ત્યાં એનાં જોરનાં બહુજ વખાણ થયાં હતાં. [કિટિંજ અને વાટસન સાહેબે પણ એ પકડાવ્યાં હતાં.]

**જમીન તથા ખેતી**—આ પ્રાંતની જમીન જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી જાતનીછે. મધ્ય ભાગે ડુંગરાળી.

---

૧. મોરસ, મોરડ મચ્ચિઅલ, કે માચોલને કચ્છ તથા સિંધમાં લાણા કહેછે.

પથરાળી, તથા બીજે ઘણે ઠેકાણે ખરબચડી કે ટેકરા ટેકરી વાળીછે. દક્ષિણ કિનારાની સપાટ ફળવંત ગોરાડુ જમીનછે. બાકીની ઉત્તર ભાગ તથા વાગડમાં રેતાળ તથા રેતી સાથે મળેલી ગોરાડુછે. પ્રત પ્રમાણે જમીનના નીચે પ્રમાણે ભાગ થઇ શકેછે. ૧ ભાગ રેતાળ, ૧ાા ભાગ ગોરાડુ (મધ્યમ પ્રતિની ખેડવા લાયક જમીન), ૦ાા ભાગ ઊંચ પ્રતિની જમીન અને ૧ ભાગ ડુંગરાળી.

બીજા પ્રાંતો સાથે સરખાવતાં આ દેશમાં વરસાદ ટાંચો, નદી નહીં જેવી અને જમીન ઊતરતી તેથી લોકોને ઘણી મેહેનત છતાં ઘણી પેદાસ નથી. લોકો કૂવા ખોદાવી, વાડી કરી, કોસથી પાણી પાયછે. તેમાં કાંઠી તથા અબડાસાના લોકો જમીન ખેડવામાં સારી મેહેનત લેછે, પરંતુ વાગડ, પાવર, મીઆણી, ગરડા વિગેરે ભાગના લોકો ખેતી ઊપર બહુ મેહેનત લેતા નથી. ખેતર તો લોકો જયારે વરસાદ આવવાનો હોય ત્યારે ઊપર ઊપરથી ખેડેછે ને બી વાવેછે તેથી પાક પણ સારો ઊતરતો નથી.

**પેદાસ**—એમાં મગ, મઠ, ગૂઆર, જૂવાર, ઘઊં, બાજરો, ચોળા, નાગલી, ચણા, અડદ, છાસઠીઓ, તલ, સરસિઆ, રાઇ, ચોણો વિગેરે જાતનાં ધાન્ય થાયછે. પણ એ આખા પ્રાંતને પૂરું ન પડતાં કેટલીકવાર સિંધ, કાઠિઆવાડ અને મલબારથી આણવું પડેછે. એ સિવાય રૂ, એરંડી, શેરડી, તમાકુ, ગુંદર, ગૂગળ, તથા કેટલીક ઓષધી થાયછે, ફળમાં ખારેક, આંબા, દાડમ, જામફળ, દરાખ, લીંબુ, ચીભડાં, તળીઆં, અને સિતાફળ પુષ્કળ થાયછે. મોટાં ઝાડમાં આંબલી, લીંબડા, બાવળ, વડ, પીંપળા, પીંપળી, આખરો, અરણી, પીલુ કે જાળ, ખેર, ગૂગળનું ઝાડ,

સેઆડ, બોરડી, ખીજડી, કંઢેર, ખીજડા ડુંગરોમાં તથા ગામોની આસપાસ થાયછે. વળી બલતણ સારૂ ચેરિયાં દરિઆમાં થાયછે. બન્ની પરગણામાંતો પુષ્કળ ગૌચરછે તેથી ત્યાં તથા ચાડવા વિગેરે ડુંગરમાં ખડ બહુ થાયછે, અને તેજ ઠેકાણે પુષ્કળ પાળેલાં જનાવર ઊછરેછે. જે ઠેકાણે ખડ કે ઝાડના રક્ષણ સારૂ બંદોબસ્ત હોયછે તેને રખાલ કહેછે. એવી ઘણી રખાલોછે.

**ખનિજ પદાર્થ**—કોયલા, લોઢું, ફટકડી, સુરોખાર, મીઠું, રાતા, પીળા, કાળા, અસમાની અને ધોળા ઇમારતમાં શોભે એવા પથ્થર, ગેરૂ, કાયો, ખડી, ધોવાની માટી, પાપડખાર, અને આશાપૂરી ધૂપ.

[કચ્છના ડુંગર તથા ધરતી એ ધરતીકંપને લીધે થએલાંછે, અને તેમાં નાના પ્રકારના પદાર્થોછે, જેવા કે સ્લેટના રંગની માટી, કોયલા, લોઢું, તાંબું, સિસું, સુરમો છાપવાને લાયક પથ્થર, અબરખ, સ્લેટીપથ્થર, ઓપ ચડે એવા—આરસ પાહાણ જેવા રંગબેરંગી સખ્ત પથ્થર; પરંતુ તેનો પૂરતો શોધ થયો નથી તેથી ઊપયોગમાં આવે તેટલાં નીકળતાં નથી.]

**હવા**—બીજા પ્રાંત સાથે સરખાવતાં કચ્છની હવા ઘણી સખ્ત નથી; પરંતુ તે માફક અને શરીરને સુખકારી છે. ચૈત્ર અને વૈશાખમાં માહેલા ભાગમાં ખૂબ ગરમી પડેછે. તેથી સખ્ત લૂ અને વંટોળીઆ વાયછે. તેને લીધે લોક બળું બળું થાયછે, અને અકળાયછે. પરંતુ દરિઆ કિનારે હવા ખુશકારક હોયછે. જેઠમાં ગરમ પવન બંધ પડેછે, આકાશ વાદળથી ઘેરાયછે, અને ખૂબ બફારો થયા પછી વરસાદ તાણી તાણીને આવેછે. વરસાદ કોઇ વખત અતિશે પડેછે, ત્યારે લીલો દુકાળ કરી મેલેછે, અને વખતે જરાક આવેછે

તેથી પણ દુકાળ પડેછે. પણ એટલું સારૂં છે કે કચ્છની જમીન તથા હવાને ઘણો વરસાદ જોઇતો નથી. ભૂજ જેવા અંદરના ભાગ કરતાં માંડવી જેવા કિનારા ઉપર વધારે વરસાદ પડેછે. ઇ. સ. ૧૮૬૩ થી ૧૮૭૨ ની ૧૦ વરસની વરસાદની રાશ લેતાં ૧૪ ઇંચ ૬૫ દોકંડા પડ્યો હતો. તેમાં ઘણામાં ઘણો ૨૪ ઇંચ ને ૧૬ દોકડા અને ઓછામાં ઓછો ૭ ઇંચ ૫૨ દોકડા પડયો હતો. થોડામાં થોડી ગરમી ૫૮ અંશ પડેછે. અને ઘણામાં ઘણી ૧૨૦ અંશ પડેછે. થંડી ૩૩ અંશ સુધી પડેછે.

**જાત અને ભાષા**—આ દેશની અસલ વતની વસ્તી જૂજ છે, પરંતુ ઘણીખરી સિંધથી આવી વસેલીછે. તે સિવાય ગુજરાત તથા મારવાડમાંથી પણ લોકો આવી વસેલાછે. તેમાં જૂદી જૂદી નાતના બ્રાહ્મણછે. તેમાં સારસ્વત, પુષ્કરણા, રાજગર, ભાટ, ચારણ અને અતિતનો મોટો ભાગછે, તો દેશી કહેવાયછે, અને નાગર, ઓદિચ્ય, મોઢ, શ્રીમાળી નંદવાણા ગીરનારા વિગેરે ગુજરા કહેવાયછે. ક્ષત્રીમાં મુખ્ય જાડેજા, વાઘેલા, સિંધલ, ગુજર, સોઢા ઇત્યાદી રજપૂતછે. એ સિવાય ક્ષત્રી, ભાટીઆ, લૂવાણા, કાયસ્થ, ભનસાળી અને દેપાળા વિગેરેના મોટા જથાછે. વૈશ્યમાં, મોઢ, મેસરી, સોરઠીઆ, ઓસવાળ,[1] સોની, શ્રીમાળી, અને વાયડા, વિગેરે જાતના વાણીઆ તથા કણબીછે. શુદ્રમાં મોટો ભાગ

---

[1] ઓસવાળ અને બીજી કેટલીક જાતોને જૈન ગુરજીએ ચાવડા, ચવાણ અને ભટ્ટી રજપૂતમાંથી અહિંસિક ધર્મમાં આણ્યા એવું ગુરજીઓના ગ્રંથપરથી અને એઓમાં ચાલતી દંતકથા તથા રીતરીવાજપરથી જણાયછે. કેટલાકનેતો આશરે ૨૦૦ વર્ષ ઉપર કચ્છમાં ગુરજી કલ્યાણસાગરસુરીએ વાણીઆ બનાવ્યા એમ કહેછે.

ખવાસ, આયર, રબારી, ભરવાડ, કોળી, વાઘેર, મોટવાળ વિગેરે છે.

મુસલમાનોમાં સૈયદ, મુગલ, પઠાણ, સમા, શેખ, સિંધી, મિઆણા, મેમણ, ખોજા, વોરા, ખત્રી, ઢાઢી, લોધા, વિગેરે મુખ્યછે. એમાંના ઘણાખરા તો મૂળ રજપૂત હતા, ને આજે પણ પોતાની જાતની નૂખ વિગેરે રજપૂતની નિશાની કાયમ રાખી રજપૂત કહેવડાવેછે.

આ દેશમાં કચ્છી અને ગુજરાતી એ બોલવાની સાધારણ ભાષા છે પરંતુ લખવા પઢવાની ભાષા તથા લિપિતો ગુજરાતીજછે.

કચ્છી ભાષા એ સિંધી, ગુજરાતી અને મારવાડીનો અપભ્રંશ થઈને થએલીછે, તે આખા પ્રાંતમાં બોલાયછે. ઉત્તર ભાગમાં ભટકતી ટોળીઓ મૂળ સિંધથી ઉતરી આવેલી તેમની ભાષા સિંધીને વધારે મળતીછે, અને કાયસ્થની મારવાડીને મળતીછે. તેમજ ઓડ અને મેઘવાળ જૂદી જૂદી કાંઇ કિલબિલ કિલબિલ બોલી કરેછે.

ઉપર જે હિંદુની જાતો કહી તે વેદ ધર્મને અને જૈન ધર્મને માનેછે, અને મુસલમાન મહમદ પેગંબરના ધર્મને માનેછે. એ બેઉ ધર્મના ઘણા પંથોછે, પણ અહીં હિંદુ અને મુસલમાન એટલા બધા હળીમળીને ચાલેછે કે તેઓમાં એક બીજાના ધર્મની ઘણી અસર જોવામાં આવેછે.

હુનરી બનાવટ—રેશમી, સૂતરાઉ તથા ઉનની વણાટનું કાપડ જેવુંકે અતલસ, મશરૂ, જોડી, ઓટામશરૂ, મોદીયું, સિંધલી, પાણકોરૂં, રંગબેરંગી છાપેલું કાપડ, કામળા, સોના રૂપાનું નકશીકામ, હથીઆર, ઢાલ, માટીનાં, ધાતુનાં અને પથ્થરનાં ઠામ, સુરોખાર, ફટકડી અને મીઠું થાયછે.

વ્યાપાર—આ પ્રાંતનો વેપાર પાલી, સિંધ, કાઠિઆવાડ, સુરત, બિલીમોરા, વલસાડ, દમણ, દેણુ, મુંબઇ, મલબાર, બંગાળા, મકરાન, ઇરાન, તુર્કસ્થાન, અરબસ્તાન, જંગબાર, મોઝંબિક અને સુફાલા સુધી બોહોળો ચાલેછે. આયાતની જણસોમાં વિલાયતી સુતરાઊ કાપડ, ચીનાઇ રેશમી કાપડ, અનાજ, ખાંડ, સાકર, ગોળ, ઘી, સોનું, રૂપું, તથા હલકી ધાતુ અને તેના ઘાટ, અફીણ, હાથીદાંત, ગેંડાનાં શિંગડા અને ચામડાં, તમાકુ, તેજાના, કસુંબો, ઊન, ખજુર, ખારેક, નાળીએર, સાગ, સીસમ અને બેરનાં ઇમારતી તથા ઘરશણગારનો સામાન બનાવવાનાં લાકડાં, મીણ, મધ ઇત્યાદી. નિકાસ—અનાજ, કપાસ, ઊન, ફટકડી, આદું, ઘી, તેલ, રેશમી, સુતરાઊ અને ઊનની વણાટનુ કાપડ, છાપેલું કાપડ, સોનારૂપાનું નકસી (કોતર) કામ, ત્રાંબાના પિતળના, માટીના અને પથ્થરના ઘાટ, ઢાલ તથા સોનેરી રૂપેરી નકસીવાળાં હથીઆર, હાથીદાંત, લસણ, ધાણા, મેથી, રાઇ, સરસવ, ઘોડા, ઊંટ, અને બળદ.

રાજ્યરીતિ—આ દેશમાં મહારાજાધિરાજ મિરજાં મહારાવશ્રી સર પ્રાગમલ્લજી બહાદુર જી. સી. એસ. આઇ. નામે જાડેજા રજપૂત રાજ કરેછે અને તેના સર્વોપરીપણા તળે ઘણા ભાયાતો તથા ગરાશિયાછે. રાજ ચલાવવાનું હાલ એવું ધોરણછે કે દીવાન એ મુખ્ય અધિકારીછે[1] અને તેના હાથ તળે જૂદાં જૂદાં ખાતાંઓ ઊપર એક એક અધિકારી નીમી તેની મારફતે આખા દેશનું રાજ ચલાવેછે. તે ખાતાઓમાં ઇનસાફખાતુ, રેવિન્યુ અથવા મેહેસૂલ ખાતું, પોલિટિકલ અથવા સરકારી ખાતું, જાહેર બાંધકામ ખાતું,

---

[1] આગળ હજૂર કૌન્સિલ નામે રાજસભા મુખ્ય હતી જેના અધ્યક્ષ દરબારશ્રી પોતે હતા.

કેળવણી ખાતું, વૈદકખાતું, મ્યુનિસિપલ ખાતું અને પોલિસ ખાતું છે.

ઇનસાફ ખાતાનાં બે ભાગછે તેમાં એક સદર અદાલતછે. એના તાબા નીચે જૂદા જૂદા પરગણાઓમાં ઇનસાફ સારૂ આઠ અદાલતો છે. પરગણાની અદાલતના ન્યાયાધિશને બે હજાર કોરી સુધીના દિવાની દાવા સાંભળવાનો અખ્તિયારછે. એ ઉપર અપીલ તથા તે ઉપરાંતના દાવા સદર અદાલત સાંભળેછે. તેના ફેસલા ઉપર અપીલ દરબાર ખુદ કે દીવાન સાંભળેછે. ફોજદારી કામમાં ઉપલાજ ન્યાયાધિશોના બે વર્ગ પાડી પેહેલા વર્ગના ન્યાયાધિશનો અખ્તિયાર છ મહીનાની કેદની શિક્ષા અને પાંચસો કોરી સુધી દંડ, અને બીજા વર્ગના ન્યાયાધિશનો અખ્તિયાર બે માસની કેદ અને બસો કોરી સુધી દંડ કરવાનોછે. તે ઉપર અપીલ તથા તે ઉપરાંતના ત્રણ વરસની કેદ લાયક અને પાંચ હજાર કોરીને દંડ લાયકના ગુનાહ સાંભળવાનો અખ્તિયાર સદર અદાલતના ન્યાયાધિશનેછે, જેના ઉપર અપીલ તથા જેના ઉપરાંતના તમામ ગુનાહ દરબાર અથવા દીવાન સાંભળેછે.

પરગણાની અદાલતના પેહેલા વર્ગના ન્યાયાધિશે કરેલી પંદર દીવસની કેદ અથવા પચાસ કોરીના દંડના ઉપર તેમજ બીજા વર્ગના ન્યાયાધિશે કરેલી આઠ દીવસની કેદ અથવા પચીસ કોરી દંડ અને સદર અદાલતે કરેલી એક મહીનાની શિક્ષા અથવા બસો કોરી દંડ ઉપર અપીલ થઇ શકતી નથી.

ઇનસાફ ખાતાંનો બીજો ભાગ જાડેજા કોરટછે. એ કોરટમાં જાડેજા ભાયાત વિગેરે બાંહેધરાવાળાનો તથા તેના ગામની રૈયતનો ઇનસાફ થાયછે તેમાં દીવાન અથવા

નાયબ દીવાન પ્રમુખ અને ચાર ભાયાત મેમ્બર તરીકે ઈનસાફ કરેછે. એ કોરટના ચુકાદા ઉપર દરબારશ્રીના રૂબરૂ અપીલ ચાલેછે. એ મેમ્બર પાંચ પાંચ વરસે ભાયાતમાંથી પસંદ કરવામાં આવેછે. ભાયાત અને બીજા જમીનદારોના પાંચ વર્ગ બાંધી તેમને અમૂક હદ સુધી ફોજદારી દિવાની કામના ચુકાદા કરવાના અખ્તિઆર આપેલાછે.

રેવિન્યુ કે મેહેસુલ ખાતું—એ ખાતાં ઉપર એક રેવિન્યુ કમિશનર નામે અમલદારછે. એ અમલદાર દરબારની પેદાસ વસુલ કરેછે, દરબાર તરફથી ખર્ચ ચલાવેછે, બીજાં ખાતાંના ખર્ચ ઉપર નજર રાખેછે, કૂવા, તળાવ, રસ્તા વિગેરે બાંધકામ ઈજનેર પાસે કરાવેછે, સરવેયર પાસે જમીન મપાવેછે, અને ગામોની આબાદાની વધે તેવા બંદોબસ્ત કરેછે. મેહેસુલ ઊઘરાવવા સારૂ દેશના ૨૭ મહાલ કર્યાછે. તે દરેક મહાલ ઉપર એક કારભારી એક મુખ્ય ધ્રૂ અને કામ પ્રમાણે બીજા પેટા ધ્રૂ રાખેલાછે. કારભારી ઈજારદાર હોયછે, અથવા મહાલ સંજામાં[1] હોયતો તે દરબાર તરફથી હોયછે. એ કારભારી, ધ્રૂ અને પટેલને પાસે રાખી જમીનની પેદાસમાંથી દરબારનો ભાગ (રાજભાગ) ભરી લેછે, અને દાણ વિગેરે વસુલ કરેછે. રાજાળી જમીન બે પ્રકારની હોયછે. દરબારના બુટાવાળી[2] અને લોકના બુટાવાળી. ખેતરમાં જે મોલ તૈયાર થાયછે તેમાંથી રસમ પ્રમાણે રાજ ભાગ લેવાયછે. રામમોલ એટલે ચોમાસામાં થયલા મોલના કાંઠીમાં ૩।। ભાગમાંથી એક ભાગ અને બીજે ઠેકાણે ત્રણું કરીને ચોથો ભાગ લેવાયછે. પણ પીતમોલ અથવા પાણી પાઈને કરેલા મોલના પાંચમાંથી તે આઠમા ભાગ સુધી લેવાયછે. એ સિવાય એ અમલદારો

---

[1] ઈજારે ન દેતાં દરબાર તરફથી મેહેસૂલ ઊઘરાવે તે.
[2] જમીન ખેડવાનો હક.

હીસાબ રાખે, દરબારની જમીન, હક્કો અને રસમ સંભાળેછે. એ લોકોના ઊપર લણ ત્રણ મહાલે એક એક વહિવટદાર નીમેલાછે. એ વહિવટદારો રસમ પ્રમાણે મેહેસુલ લેવાયછે કે નહીં તથા હિસાબ બરોબર રહેછે કે નહીં તેની દેખરેખ રાખેછે અને રેવિન્યુ કામ સંબંધી રૈયત લોકોની અરજી સાંભળી પોતાના અખિતઆર પ્રમાણે ચુકાદા કરેછે તથ જમાખરચના હિસાબ ઊપરલખ્યા કારભારી તથા ધૂ પાસેથી લઇ પોતાની પાસે રાખેછે. તેનો એકંદર કરી રેવિન્યુ કમિશનરને મોકલેછે.

કેલવણીખાતું—એ ખાતાની દેખરેખ રાખવા સારૂ એક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરછે, તે તમામ નિશાળો તપાસેછે તથા દેશમાં વિદ્યાવૃધિના ઊપાય લેછે. હાલ કચ્છમાં ૧ સંસ્કૃત પાઠશાળા, ૪ ઇંગ્રેજી સ્કૂલ, ૩૫ ગૂજરાતી છોકરાની નિશાળો, ૪ કન્યાશાળા અને ૧ ઊર્દૂ અને ફારસી મદ્રિસા મળીને સઘળી ૪૫ નિશાળોછે. એ વરસો વરસ વધતી જાયછે.

પોલીસખાતું—એ ખાતા ઊપર એક પોલીસ કમિશનરછે તે આખા દેશમાં લૂંટફાટ તથા ચોરી ન થાય એવો બંદોબસ્ત રાખેછે. એ કામ સારૂ દેશમાં જૂદે જૂદે ઠેકાણે ૧૦ થાણા રાખ્યાંછે તથા ચોરી મારફાડ વિગેરેની તપાસ સારૂ ફોજદારો રાખેલાછે.

પોલિટિકાલ એજંટ સાહેબ—બ્રિટિશ સરકારની ખંડણી વસૂલ કરવા એક પોલિટિકલ એજંટ સાહેબ ભૂજમાં રહેછે. તે બાંહેધરીવાળા જાડેજા વિગેરેની ગરાસ સંબંધી અપીલ સરકારની વતી સાંભળેછે, અને પરરાજયો સંબંધી કામકાજ સારૂ તેની મારફતલખાણ થાયછે.

---

# પ્રકરણ ૩ જું.

## વિશેષ વર્ણન.

### ૧ પાવર પરગણું.

આ પરગણું કચ્છના મધ્ય ભાગમાં આવેલુંછે. એની પૂર્વ દિશાએ મીઆણી, ઊત્તરે બની, પશ્ચિમમાં માક અને ગરડો, અને દક્ષિણે માક ને કાંઠી પરગણું આવેલુંછે. એમાં ૭૪ ગામ તથા ૪૦૬૧૯ માણસની વસ્તીછે.

મુખ્ય શેહેર—ભૂજનગર આ પરગણાની તેમજ આખા કચ્છ પ્રાંતની રાજધાનીછે. એ ઘણુંકરીને આરેમેર ડુંગરો આવવાથી નીચાણમાં આવેલુંછે. એમાં ૨૩૭૪૨ માણસની વસ્તીછે. એ નગર મહારાવ શ્રી ખેંગારજીએ સં. ૧૬૦૫ માં બંધાવ્યું. તેની અગાઊના રાજા લાખીઆરવીયરા, પધ્ધરગઢ, અને વાગડમાના કંથકોટ તથા રાપરમાં રહી રાજ કરતા. એ નગરની આસપાસ એક જબરો કિલ્લો બાંધેલોછે. એ કિલ્લાને છ નાકાંછે તથા તેની અંદર એક દરબાર ગઢછે, જેની અંદર આગળના રાવના મોહોલોછે. તે મોહોલોની જોડે એક વિલાયતી બાંધણીનો પ્રાગમેહેલ તથા બાગ બંધાયછે, જેના જેવો મજબૂત અને જોવા લાયક મેહેલ રજવાડામાં નથી. રાવશ્રી લખપતજીએ આયના મેહેલ બાંધેલોછે, તેની અંદરની રચના તથા તેમાંની અસલની ચીજો અને કારીગરીનું સંગ્રહસ્થાન વખાણવા જેવાંછે. શેહેરમાં આલફ્રેડ હાઈ સ્કૂલ, એંગ્લો વરનાક્યુલર સ્કૂલ, ટ્રેનીંગ કલાસ, ગુ-

જરાતી નિશાળો, કન્યાશાળા, ભાષાની પોશાળ,૧ કસરતશાળા, ઊર્દૂ અને અરબ્બી મદ્રિસા વિગેરે વિદ્યાનાં સ્થાનોછે. શેહેરની ઊત્તર દિશામાં ટંકશાળ (જ્યાં સોના રૂપાની મોહોર તથા કોરી કચ્છમાં ચલણ સારૂ દરબાર પાડેછે), નવી તુરંગ, હાથીથાન, ઘોડશાળ અને ઇસ્પિતાલછે. પશ્ચિમ ભાગમાં જમાદાર ફતેમહમદવાળી જગ્યા, નાકા બાહાર શરદબાગ અને ખાસી વાડીની શોભા અને રચના ઘણી સારીછે. દક્ષિણ નાકા આગળ દ્વારકાનાથનું મંદીર, મહમદપનાહની મસીદ, નાકા બાહાર કલ્યાણેશ્વર આદિ મંદીરો, વાડીઓ, પોલિટિકલ એજંટ સાહેબનો બંગલો, દરબારની વિજયા દશમની કચેરીની બેઠક, શેઠ કેસવજી નાયકની પુસ્તકશાળા, તેની સામે આવેલું શા મેલ ઘેરાવનું લાબોટા સહિત તળાવ, રાવ શ્રી લખપતજીની નકસીદાર છત્રી—એ સર્વને લીધે એ નાકું લોકોને સાંજના હવા ખાવાનું રમણિય સ્થળ થઇ પડયુંછે. શેહેરની પૂર્વ દિશાએ શેઠ જાફર સુલેમાને બંધાવેલું જમાતખાંનું, તથા શ્રાવકનાં દેરાં વિગેરેછે અને નાકા બાહાર એક દેસલસર નામનું તળાવછે, જેની પેલીમેર એક ગાઊ ઊપર અગ્નિ ખૂણામાં ભૂજીઆ નામનો ૫૦૦ ફૂટ ઊંચો ડુંગરછે. ડુંગર ઊપર શેહેરના રક્ષણ વાસ્તે કિલ્લો રાવશ્રી (મોટા) દેસલજીના વારામાં શેઠ દેવકરણે બંધાવેલોછે, તેમાં ક્ષેત્રપાળનું સ્થા-

૧પોશાળ બે હતી. મોટી ગુરજી માણેક મેરજીવાળી. ત્યાં કુંવર પ્રથમ ભણવા બેશેછે. ફતેમહમદે એ પોશાળ તોડી પુસ્તકોનો નાશ કર્યો. હાલ નાની પોશાળ ગુરજી ભટાર્કજી વાળી ચાલેછે તેમાં પરદેશથી ચારણો ભણવા આવેછે તેને દરબારથી ખોરાકી પૂરી પડેછે અને ભણી રહે એટલે હુશીઆરી પ્રમાણે પોશાગ તથા ઇનામ આપી વિદાય કરેછે. એમાં ગ્રંથ ભંડાર ઠીક છે.

નકછે. દર વરસે શ્રાવણ સુદ ૫ ને દિને ત્યાં પૂજન કરવા મહારાવશ્રી મોટી સ્વારીથી પધારેછે.

એ ભૂજીઆની નૈરૃત્ય ખૂણે અંગ્રેજ સરકારના લશ્કરની છાવણી તથા સદર બજારછે.

શેહેરમાં નાની મોટી ૪ ઇનસાફની અદાલતો અને શેહેર સફાઇ સારૂ મ્યુનિસિપલ ખાતુંછે. એ ખાતું સડક વિગેરે બાંધી શેહેર સુધરાઇ ઉપર નજર રાખેછે. શેહેરથી માંડવી બંદર સુધી ૩૬ મેલની એક સડકછે. શેહેરની દક્ષિણ દિશા તરફ બે ગાઉપર ટપકાના ડુંગરમાં એક ઝરણમાંથી હમેશાં પાણી ટપકયા કરેછે, ને ત્યાંથી થઇ એક કુંડમાં આવેછે, ત્યાં એક ટપકેશ્વરીમાતાનું સ્થાનક તથા ધર્મશાળાઓ બાંધેલીછે. અહીં વિશેષ કરીને ચોમાસામાં લોકોનો મેળો સારો થાયછે. પશ્ચિમ દિશામાં કરાકાસમ અને પીરાન પીરનો મેળો પણ ત્રણ દીવસ સુધી ચાલેછે.

પશ્ચિમ દિશાએ ૧॥ ગાઉ ઉપર ખારી નદી વહેછે ત્યાં એક અથાગ ખાડોછે તેમાં નદીનો ધોધ પડેછે તેને રુડક કહેછે અને તે તીર્થ ગણાયછે. તેમજ ત્યાંથી ૨॥ ગાઉ છેટે કોડકી ગંગા નામનું એક રમણિય તીર્થછે, ત્યાં ઘણા લોકો જાયછે. એ સિવાય બીજા ઘણા મેળા થાયછે. તેમાં ભૂજની પૂર્વે ૧ ગાઉ ઉપર માધાપરમાં જખનો મેળો થાયછે. મેળામાં દેશાવરથી બિનજકાતે ઘણો માલ વેચાવા આવેછે. ભૂજથી ૪ ગાઉ ઉપર રૂદ્રાણી માતાનું સ્થાનકછે, ત્યાં ખારી નદી સાથે બીજી બે નદીઓ મળી ત્રવેણી થાયછે. મહારાવશ્રીની સ્વારી શ્રાવણ શુદ ૮ ની ત્યાં પધારી એક રાત રહેછે.

બીજાં ગામ—નીરોણા, બિબ્બર, માનકૂવા, માધાપર, લાખીયારવીયરો જેને જામ લાખા જાડેજાએ વસાવી ત્યાં

રાજગાદી કીધી હતી. અરલ, ભડલી, નરા, લોરીયા, સુમરાસર વિગેરે.

**પર્વત તથા ડુંગર**—ભૂજીઓ, ધીણોધર, વારાર. આરોડો, વિછીઆ, ગુરો, અને લક્ષા. છેલ્લો કાંઠી તથા પાવર વચ્ચે રાતા પથ્થર સારૂ જાણીતોછે.

**મુખ્ય નદીઓ**—ખારી, પાટ અને મીઠી એ રૂદ્રાણી માત પાસે સંગમ થવાથી રૂદ્રાણી કહેવાયછે. કાયલો તથા ભીરંડીઆળી એ બે ગુરા પાસે મળેછે ત્યાંથી ગુરાની નદી કહેવાયછે. નીરોણાવાળી-એના ત્રણ ફાંટાછે તેમાંનો એક સામતા આગળ ચાડવામાંથી નીકળી નથ્થરકોઇ આગળ થઇને જાયછે, બીજો ધ્રબવા પાસેથી નીકળી તરા પાસે થઇને જાયછે અને ત્રીજો રોઝલાના ડુંગરમાંથી નીકળી અકાડના પાસે ઊપલી બે સાથે મળી નીરોણા આગળ રણમાં પડેછે. ભૂખી એ અંગીઆ પાસેના ડુંગરમાંથી નીકળી ઝંદાય આગળ થઇ વંગ પાસેના રણમાં પડેછે. એજ નદીને ભીમસર પાસે ભાડાઇ અને વંગ પાસે ઝલાઇ કહેછે. તોરણાવાળી જડોદર આગળની ધારમાંથી નીસરી ગુંથળી, ઝંઝાય અને ધામાય આગળ થઇને છારી પાસે રણમાં પડેછે. કરાકાસમવાળી બાચા પાસેના ડુંગરમાંથી નીકળી નરાપા આગળ થઇ ગજણસર આગળ રણમાં પડેછે.

**હુનરી બનાવટ**—સુતરાઊ વણાટનું કાપડ, સોના રૂપાનું ઊંચું નકસીકામ, રેશમી ભરત, છાપેલા સાડલા, સૂડી, છરી, તરવાર, ગેંડાની ઢાલ, બંધુક વિગેરે હથીયાર દેશપરદેશ વખણાયછે.

**મુખ્ય પેદાસ**—જમીન ઘણું કરીને ડુંગરાળી અને રેતાળછે, અનાજમાં બાજરો, રતડ, મગ, ગહું, ધઊં, જવ,

ગુવાર, ચોળા, તેલ, એરંડી, રૂ ને સામો થાયછે. તે સિવાય બાવળનાં લાકડાં, ઇમારતી પથ્થર, સુરોખાર, કાયો[1] વિગેરે નીકળેછે.

**ડુંગરી કિલ્લા**—ભૂજીઆ એ કિલ્લો રાવ દેસલના વખતમાં દેવકરણ શેઠે બાંધ્યો. તેનો થોડોક ભાગ તેનાજ વખતમાં શેર બુલંદખાને સં. ૧૭૮૫ માં લીધો હતો પણ તેને દેવકરણ શેઠે હાંકી કાઢી પાછો લઇ લીધો હતો, ત્યાર પછી ઇંગ્રેજ સરકાર તરફથી સર વિલિઅમ કેરે ઇ. સ. ૧૮૧૯ (સં. ૧૮૭૬) માં લીધો હતો; કલ્યાણપર.

**ધર્મની જગ્યા તથા તિર્થસ્થાન**—રૂદ્રાણી માતા જ્યાં સિંધના અમીર ગુલામશાહે આવીને પડાવ કર્યો હતો, ધીણોધરમાં ધોરમનાથ, ભૂજીઆ ઉપર ભૂજંગનાગ, પીરાન પીર, ઓરીરામાં મીયાં તમાચી, અને ભડલીમાં ગરીબનાથ.

---

## ૨ મિયાણી પરગણું.

એ પરગણાની પૂર્વ દિશાએ વાગડ, ઉત્તરે ખની તથા રણ, પશ્ચિમે પાવર, અને દક્ષિણે કાંઠી અને અંજાર ચોવીશીનાં પરગણાં આવેલાંછે. એમાં મિઆણા સિંધથી આવી વસેલા. તે ઉપરથી એનું નામ પડેલુંછે. એમાં ૫૧ ગામ તથા ૧૬૬૪૦ માણસની વસ્તીછે.

**મુખ્ય ગામ**—દુધે, એમાં ૨૦૫૩ માણસની વસ્તીછે. એ એક જૂદો મહાલછે, તેનો કારભારી તથા ધ્રુ વસુલાત કરવા ત્યાહાં રહેછે. એમાં એક સારી ધર્મશાળાછે. ભૂજથી

---

[1] કાયો એ એક જાતનો લોઢાનો પીળો પથ્થર બાળવાથી રાતો થઇ જાયછે અને કાળા સાડલા રંગવામાં તથા ગેરૂને ઠેકાણે વપરાયછે.

વાગડ અને અમદાવાદ ભણી જતાં ઘણું કરીને અહીં ટપોછે. પદ્ધર એ પાધર મેદાનપરછે તેથી એ નામ પડયુંછે. અહીં સંવત ૧૭૭૫ માં અમદાવાદથી પઠાણ મોઝીમબેગ લશ્કર લાવીને પડયો હતો ત્યાંથી કાયર થઇ પાછો ગયો. ધાણેટી-એમાં ધ્રૂ તથા કારભારી રહેછે, ડગાળામાં લાલ રંગનો ઓ-પદાર પાહાણો નીકળેછે, લોડાઇ, અને ઝુરણ.

**ડુંગર તથા નદી**—હબાય એ કઠણ કાળા ઓપદાર પાહા-ણા સારૂ અને જંઘરીઓ ઘંટીના પાંહાણાસારૂ પ્રખ્યાત, કાસ અને ખાલોડ ધોળી માટી સારૂ જાણીતાછે. સારણ વાગડની પશ્ચિમ હદ ગણાયછે અને હમેશાં વહેછે, વરસાદમાં એનો જોસ બહુછે. ધાણેટીવાળો નદી ઝુરણ આગળ રણમાં પડેછે. એના તળીઆમાંથી રાતો ઓપદાર પાહાણો નીકળેછે.

**ડુંગરી કિલ્લા**—હબાયઉપર અણગોરના ગઢમાં ઘરોના તથા ચાર દેવળનાં ખંડેરો ઊભાંછે તેમાં નકસી કામ સારૂંછે, તે અને તળેટીમાં બોલાડીનો ગઢ એ બે જામ ફૂલે પોતાના વાણીઆ કારભારી અજો અને અણગો બે ભાઇ હતા અને બોલાડી બેન હતી તેમનાં નામ રાખવા બંધાવ્યા કહેછે. ત્યાં ઘણા કૂવા તથા ડુંગરમાં મોટું તલાવ જોવામાં આવેછે.

**જમીન તથા પેદાસ**—દક્ષિણ ભાગ છેક દુધે સૂધી સરખું મેદાનછે. જમીન ગોરાડુ રેતાળ અને ખારાસવાળીછે. પણ એમાં વાડી ઘણીછે. અહીં બાજરો, મગ, મઠ, ગુવાર, જુવાર, ઘઉં, જવ, કપાસ, છાસઠીઆ, એરંડી અને જાજ તલ થાયછે, તેમ ઘેટાનું ઊન પણ પુષ્કળ નીકળેછે.

**ધર્મની જગ્યા**—હબાય માતાનું દેવળ.

---o---

## ૩ બન્ની પરગણું.

આ પરગણાની જમીન અસલ દરિઆનો ભાગ હતો, તે ઉંચો થતાં દરિઓ હઠી જવાથી એ થએલું કહેવાયછે. હજી પણ એના ઉપર રણનું પાણી કેટલેક ઠેકાણે ફરી વળેછે. એનો આકાર દ્વીપકલ્પના જેવોછે અને તે રણ ભરાયછે ત્યારે ટાપુ થઇ રહેછે. એની ચતુરદિશામાં પૂર્વે રણ તથા વાગડ, ઉત્તરે અને પશ્ચિમે રણ અને દક્ષિણે રણ અને મિઆણી પરગણું આવેલુંછે. એમાં ૨૦ ગામ તથા ૩૦૩૪ માણસની વસ્તીછે.

મુખ્ય ગામ—લૂણો, બનરી, વડ, ભરંડીઆળો, હોડકું અને ડુમોડો.એને ગામ ન કહેતાં ઝિલ કહેછે.

પેદાસ—આ પરગણું ઘણુંખરૂં ગોચરછે, અહીં જમીન ખારીછે અને રણનું પાણી ઉતરી ગયા પછી તેના જોરથી એટલું ખડ થાયછે કે તે કચ્છનાં ઘણાખરાં ઢોરને પૂરૂં પાડેછે. તેથી અહીંના લોકો ઢોર પાળવાનોજ ધંધો કરેછે. તેઓ એક ઠેકાણે ઘર કરી રહેવાને બદલે એક ઠેકાણેથી ઘાસ ખુટયું કે પોતાનાં ઢોર લઇ બીજે ઠેકાણે જઇ રહેછે. એ ઘાસ ઘણું સારૂં થવાથી ઘીની પેદાસ સારી થાયછે. તે સિવાય દરબારની ગાય, ભેંસ, ઉંટ, ઘોડા, વિગેરે ઢોર એ ઠેકાણે બહુ રહેછે. અહીંના બળદ વિગેરે સારા હોવાથી પરદેશ જાયછે.

ધર્મની જગ્યા—હાજી પીર-એની માનતા બહુ ચાલેછે. અહીંના લોકોમાં એક અજાયબ જેવો રીવાજ ચાલેછે તે એકે કોઇ સંતે મના કરવાથી ખાટલાપર કોઇ સૂતું નથી કે રાતે દીવો કરતું નથી.

---

## ૪ પચ્છમ પરગણું.

આ પરગણું મોટાં રણમાં ચારે મેર રણથી ઘેરાયલો ચોરસ જેવો ટાપુછે, તેથી નગર પારકર અને સિંધ જવાને મોટું ૩૦ ગાઉનું રણ ઉતરતાં પહેલાં એમાં રહેવાનું ઠીક પડેછે, એની એક બાજુની લંબાઇ આસરે ૮ ગાઉછે. એ ટાપુ અને કચ્છની વચ્ચે બન્ની પરગણાની ગૌચર જમીન આવેલીછે. એમાં ૧૫ ગામ તથા ૫૭૩૩ માણસની વસ્તીછે.

**મુખ્ય ગામ**—ખાવડો એમાં ૯૮૬ માણસની વસ્તીછે, અને સિંધ જનારા ૩૦ ગાઉનું રણ વટતાં અહીં મુકામ કરેછે. લૂડીઆ, અંધાઉ, રતાડીઆ એની દક્ષિણે રાયમલરા ડુંગરપર જૂનો ગઢ, પાણીનું ટાંકું, અને પીરના કૂઆનું ખંડેરછે. દ્રબાણું અને દીનારા, એની દક્ષિણે એક જૂનું દેવળ કોઇ ચાચ નામના વાણીયાનું બાંધેલુંછે.

**ડુંગર તથા નદી**—પછમાઇ, ગોરો, તથા કાળો છેલ્લા ડુંગરો આખા કચ્છમાં સૌથી ઉંચાછે. એ ડુંગરોની ધાર કિનારા ઉપર આવેલીછે. તે ઉત્તર બાજુએ જાણે સમુદ્રનો ઉંચો કિનારો હોય તેમ ઉભીછે. એ ડુંગર ઉપરથી ઉત્તર ભાગ, પચ્છમ, ખડીર અને સામે કાંઠેના પારકરના ડુંગરો દેખાયછે; એમાંથી સંગેમરમરના જેવો પાહાણો નીકળેછે તેથી તેના ગજીઆ અને એોપદાર વાસણ બનેછે. અહીં કોઇ જાણવા જેવી નદી નથી પણ કૂવા તથા ઝરણ ઘણાંછે.

**જમીન તથા પેદાસ**—આ ટાપુની જમીન ડુંગરાળીછે તેથી કહીં કહીં ખેતી થાયછે. બાકી નાનાં નાનાં ઝાડ થાયછે અને ખડ ઘણુંજ નીપજેછે. તે ઉપર ગાય, ભેંસ, ઊંટ, બકરા, ઘેટાં વિગરે ઢોર ચરેછે, તેનું ઘી તથા ઊન ઘણું થાયછે તે તથા ચામડાં અને શિંગડાં દેશાવર જાયછે. અહીંની ધાબળો તથા કામળી વખણાયછે.

ધર્મની જગ્યા તથા જાણવા જોગ હકીકત—અહીં-આં સમા તથા બીજા મુસલમાનની વસ્તી ઘણીછે. બડીર અને પચ્છમમાં કાદવ અને પરાળનાં છાપરાં કરેછે, કેમકે તેઓ કહેછે કે તેમને નળીઆં વાપરવાની ગુરૂદાતાલીએ મના કરીછે. પચ્છમાઇ ડુંગરમાં એ ગુરૂનાં પગલાંછે, તેની પૂજા અને માનતા કરવા કચ્છ તથા બીજા દૂરના પ્રાંતોમાંથી બહુ લોકો આવેછે. કચ્છમાં એને "રનવીદ" અથવા "પચ્છમાઇ-પીર" ના નામે અને કાઠિયાવાડમાં "જમાલશાપીર"ને નામે હિંદુ મુસલમાન માનેછે.

[ગેડીમાં વાઘેલા રજપૂત આવ્યા અગાઉ તેની પડોશમાં પાદરીઆ નામે રજપૂત રાજ કરતા હતા. એ પાદરીઆ સામે કાંઠેના પારકરના સોઢાની એક શાખા હશે, એવું અનુમાન થાયછે. એવું કહેછે કે એના વખતમાં એ કૂળનો સિંધલ નામે એક નર બડીર ટાપુમાં આવી વસ્યો, તેના વંશજ આજ સૂધી ત્યાં વસેછે, તેણે આવીને રણના દક્ષિણ કિનારા ઊપર મડમ નામના લોકો તથા કાઠિઓ મળીને સ્વતંત્ર રાજ કરતા હતા તેમને મારીને નસાડયા. કાઠિઓએ ચોદમી સદી-માં કાઠિયાવાડમાં રાજ સ્થાપ્યું, પણ એ મડમ પશ્ચિમ દિશા-માંથી આવ્યા એવી દંતકથા સિવાય તે કોણ હતા અને તે કયાં ગયા કે તેનું શું થયું તેનો કંઇ પત્તો લાગતો નથી. જયારે જાડેજાના પૂર્વજ જે સમા તે સિંધથી આ પ્રાંતમાં આ-વ્યા ત્યારે કચ્છ નાના નાના રાજમાં વેહેંચાઇ ગયલું હતું, પણ તે વખતે એ મડમ હતા કે નહીં તે જણાતું નથી. પણ ખાત્રી પૂર્વક એવું કહેછે કે એમની અગાઊ જયારે મડમ પચ્છમમાં રાજ કરતા હતા ત્યારે રણ દરિઓ હતો અને એ ટાપુમાં દ્રબોણા નામનું ગામડુંછે ત્યાં એક સારૂં બારૂં અને

બંદર હતાં. જગાત લેવાની માંડવી જયાં હતી તે જગ્યાપણ લોકો દેખાડેછે.]

---

## ૫ ખડીર પરગણું.

આ પરગણું પણ ફરતું રણ હોવાથી ટાપુછે. એની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૧૨ ગાઉ, અને ઊત્તર દક્ષિણ પોહોળા-ઇ ૪ થી તે ૬ ગાઉ સુધીનીછે. એમાં ૬ ગામ તથા ૧૯૩૩ માણસની વસ્તીછે.

**મુખ્ય ગામ**—ગઢડો એમાં ૩૬૧ માણસની વસ્તીછે, જનાણ અને ધોળાવીરા.

**પર્વત તથા નદી**—એક પૂર્વ પશ્ચિમ લાંબી ઊત્તર કિનારે ધાર આવેલીછે તેને ખડીઓ કહેછે, તેને એક ઠેકાણે જરફીવાળી ધાર અને બીજે ઠેકાણે ભાંજડોઆ ડુંગર કહેછે. તે પૂર્વ ભણી ૮૦૦ ફૂટની ઊંચાઇથી પશ્ચિમ ભણી ૧૦૦ ફૂટની ઊંચાઈ ધરાવેછે. એમાંથી વરસાદમાં ઘણાં નાળાં દક્ષિણ તરફ વહેછે, તેમાં ખારી નદી, ફાપડા નદી, ચાનાર નદી અને બારઇવાળી નદી મુખ્યછે.

**જમીન તથા પેદાસ**—આ ટાપુની જમીન ઘણીખરી પથરાળી અને વેરાણછે, પણ દક્ષિણ ભાગમાં જયાં ખેડવા લાયકછે ત્યાં ખેતી જોવામાં આવેછે. અહીં પણ ખડ ઘણું થાયછે તેથી લોકો ઢોરનો ધંધો કરેછે અને તેનું ઘી તથા ઊન પરમુલક જાયછે.

**ડુંગરી કિલ્લા**—કોટડા અને સોભારેલ એ જૂના કિલ્લાનાં ખંડેરછે.

**જાણવા જોગ હકીકત**—ખડીરના પશ્ચિમ કિનારાપર કોટીયા નામનું એક અસલી શેહેરનું ખંડેર લોકો દેખાડેછે;

તે વિશે એવું કહેછે કે ત્યાં મડમના આવ્યા અગાઉ એક રોડ રજપૂત રાજ કરતો હતો, તેના વખતમાં હાલનું રણ એ સમુદ્ર હતો. એની પડોસમાં સમુદ્રમાંથી નીકળેલી એક ઉંચી અને એકલી ટેકરી રણમાં ઊભેલીછે તેનો આસરો લેઇ ત્યાં તોફાન ટાણે વહાણો નાંગરતાં. ચોમાસામાં આ ઠેકાણે ખડીર અને પશ્ચિમના ટાપુ વચ્ચેની ખાડીમાં ૭ ફૂટ ઊંડું દરિઆનું પાણી હોયછે, અને આના જેવો રણનો બીજો કોઇપણ ભાગ તેની આગલી સમુદ્રની સ્થિતિ દેખાડતો નથી.

[સમા હાલના રાજકરતા જાડેજાના પૂર્વજો પચ્છમમાં હજીછે, તેઓ કહેછે કે તેમનું કચ્છમાં આવવું થયું તેની અગાઉ ૩૦૦ વર્ષ ઊપર રણ સમુદ્ર હતો. પણ એ વખતના બનાવો બનવા વિશે ઘણુંજ થોડું બરાબર રીતે જાણવામાં આવ્યુંછે. સમાઓનું કચ્છમાં બે વખત આવવું થયું. પ્રથમ મોડ અને મનાઇ આવ્યા તેની ચોથી પેઢીએ લાખો ફૂલાણી થયો. તેને મૂળરાજે સંવત ૯૦૧ માં માર્યો લખેછે, પણ મૂળરાજનો વખત લેઇએતો શાકે ૯૦૧ નું સાલ (સાલી વાહનનું) હોવું જોઇએ. તે હિસાબે લાખો સંવત ૧૦૩૬ માં મરણ પામ્યો. લાખાની અગાઉ ફૂલ, સાડ (સાલ) અને મોડનાં ૧૦૦ વરસ ગણીએ તો તેઓ સંવત ૯૦૦ ને આસરે કચ્છમાં આવવા જોઇએ, અને તેની અગાઉ ૩૦૦ વરસ ઊપર રણ સમુદ્ર હતો એમ ગણીએ તો સંવત ૬૦૦ થાયછે. એ તથા મડમનું રાજય અને રોડ રજપૂતનું રાજય તથા લોકોમાં એક દંતકથા ચાલેછે કે ધોરમનાથ કરીને એક બાવો થઇ ગયો તેણે શાપ દેઇ સમુદ્રને સૂકવી નાંખ્યા તે કાળ એક બીજાને ઘણો મળતો આવેછે, તે ધ્યાન દેવાજોગછે]

## ૬ પ્રાંથળ પરગણું.

આ પરગણાનો ઘણોખરો ભાગ વાગડનો દ્વીપ કલ્પછે. એ દ્વીપકલ્પ અને વાગડના દ્વીપકલ્પનો કંઈક ઉત્તર ભાગ મળીને એ પરગણું થાયછે. જયારે રણ ભરાયછે ત્યારે પ્રાંથળના દ્વીપકલ્પ અને વાગડના દ્વીપકલ્પને ફરતું પાણી ફરી વળવાથી ટાપુ જેવો થઇ રહેછે. એની ત્રણ બાજુએ રણ અને દક્ષિણે વાગડ આવેલુંછે. એમાં ૧૫ ગામ તથા ૧૭૩૭૪ માણસની વસ્તીછે.

મુખ્ય ગામ—ગેડીવં ૨૭૭૦. એ કચ્છમાં વાઘેલાઓનું મુખ્ય ગામછે. બેલાવ. ૩૬૪૯, ફતેગઢ વ. ૩૧૬૪, એ જમાદાર ફતેમહમદે ૧૮૬૭ માં વસાવ્યું. એમાં તથા બેલા અને ગેડીમાં એકેકી ગુજરાતી નિશાળછે. ઝાટાવાડા વ. ૧૯૫૭, લોદ્રાણી વ. ૧૭૪૫, મૌઆણું, દેસલપર તથા બાલાસર વગેરે સારાં ગામોછે.

[ડીસા પાસેના અનહિલવાડ પાટણમાં જે વાઘેલા રાજ કરતા તેના વંશના વાઘેલા પ્રથમ તે શેહેર પોતાના હાથમાંથી જતાં આ ભાગમાં આવી વસેલા, ત્યાર પછી બીજાઓને હાથ ગયેલું. છેલ્લું પાદરીઆપાસે હતું, તેમની પાસેથી સરધારના વાઘેલાઓએ લેઇ લીધું. પ્રથમ લૂણોજી આવ્યા તેના વંશમાં ગેડીનો હાલનો રાણોજી ૧૯ મી પેઢીએછે માટે એ વાઘેલા ગુંથળીના સાત સાંધ અને ગેડી (કે કંથકોટ) ના ધરણ વાઘેલાથી જૂદા હોવા જોઇએ. દંતકથા એવીછે કે ગેડીનું અસલ નામ વેરાટનગર હતું જયાં પાંડવો છાના રહ્યા હતા, અને તે ૧૪૦૦ વરસ ઊપર મોટું શેહેર હતું, અને તેનાં ઘણાં ચીન્હો અહીંના લોકો બતાવેછે. પણ ગુજરાતમાંનું ધોળકા પણ વેરાટનગરીનો દાવો કરેછે, માટે એ બેમાંથી ખરૂં

કર્યુ તે નક્કી થતું નથી. વળી મહાભારતના વેરાટપર્વમાં જોતાં વેરાટનગરી મત્સ્ય દેશમાં હતી એમ માલમ પડે અને તે મત્સ્ય દેશ પ્રયાગ પાસેના દીનાજપોર આગળ હોવું જોઇએ.

[પણ એટલુંતો ખરૂંછે કે ગેડી શેહેર જૂનુંછે. અહીં એક સૂર્યનારાયણનું તથા બીજું દસઅવતારનું એવાં જૂનાં બે દેવળો હતાં. એ ધરતીકંપથી જમીનમાં પેશી જતાં તેના થોડાક ભાગને પાડીને તેના પાહાણાથી તેજ દેવળનાં મંડાણ ઉપર મહાદેવનું એક દેવળ સં. ૧૮૯૭ માં બંધાવ્યું અને સૂર્યનારાયણની મૂર્ત્તિ નવા દેરાંના એક ગોખલામાં મૂકી, પણ દસઅવતારની આરસપાહાણની મુર્ત્તી ખંડિત થતાં ચોકમાં રાખીછે. માલણવાવ પણ તેજ વખતની લાગેછે, તેના ઉપર એક લેખછે તેને આજસુધી ૧૮૦૦ વરસનો જૂનો ઠેરવ્યો હતો; પણ ગ્રંથકર્ત્તાને અક્ષર ઉપરથી શક જતાં તેણે અમ લઇ ઉકલાવ્યો તો સં. ૧૫૩૩—શકે ૧૩૯૮ નો ઠર્યો. એ વાવ જુની ખરી, પણ સં. ૧૫૩૩ માં રાણા હરદાસજીના વખતમાં કોઇ ઠા. માલાએ સમરાવી તેનો જીર્ણોદ્ધારનો લેખ કોતરાવેલો. જુની ઈમારતોના નકસીદાર પાહાણા ઠામ ઠામ ભીંતમાં તથા વંડીઓમાં જેમ તેમ ચણેલા દેખાયછે, તેથી તથા રાણાને રહેવાની જગા પણ જુના દેવળ ઉપર ચણેલીછે તેથી તથા પુરાણ ઉપરથી દયારામ કવિએ કચ્છને રૂખમૈયા સાથે જોડયુંછે તેથી તથા આસપાસના દેશની સ્થિતિ જોતાં એ વેરાટનગરી નથી એમ ખાત્રીથી નથી કહેવાતું.]

**પર્વત તથા નદી**—લકી, ગોરો, નીલવો અને મોઆણીયો, એ ચાર ડુંગરની પૂર્વ પશ્ચિમ એક ધાર ઉત્તર કિનારે આવેલીછે. એમાં નાળાંછે તે ચોમાસે વહેછે. ગાટા-

વાડાવાળી નદી મુખ્યછે. અહીં તળાવ ઘણાંછે તેમાં દામોદર ..ર મુખ્યછે.

જમીન તથા પેદાસ—દક્ષિણ ભાગની જમીન સા-રીછે પણ પાણી ખારૂં તેથી વાડીઓ નથી થતી. મુખ્ય પેદાસ ..ર, ઘઊં, બાજરો, જુવાર, મગ, મઠ, ચણા, અડદ વિગેરેછે. .. બળદ, વિગેરે ઢોરને ચરવાને ઘાસ તથા બીજો પાલો બહુ ..યછે અને તેની ઊપજ પણ સારીછે. સુવાઊ કાપડમાં બેલા અને ફત્તેગઢનાં મોદીયાં ઊંચા, ચોફાળ, પછેડી, બોરી, સાડલા વિગેરેછે. ઢોરમાં બળદ,ગાય, ઊંટ, ઘોડા વિગેરે સારાં થાયછે.

ડુંગરી કિલ્લા—ગઢડો, ને ફત્તેગઢ.

ધર્મની જગ્યા—બેલામાં બિલેશ્વર મહાદેવ છે.

---

## ૭ વાગડ પરગણું.

એ પરગણું કચ્છની પૂર્વ દિશાએ આવેલુંછે અને એનો આકાર દ્વીપકલ્પના જેવોછે. એની ઊત્તરે મોટું રણ, પૂર્વે નાનું રણ, દક્ષિણે કચ્છના અખાતનો થોડોક ભાગ, અને પશ્ચિમે સારણ નદીછે. એની લંબાઇ ૩૦ ગાઊ અને ઘણામાં ઘણી પોહોળાઇ ૨૦ ગાઊ તથા થોડામાં થોડી ૭ ગાઊછે. આ પરગણાને ત્યાંના લોકો કચ્છથી જુદું સમજેછે, અને એમાં પણ જૂદા જૂદા ભાગ ગણેછે, જેવાકે પ્રાંથળ, હમિરાણું, અને દેદાણું; પરંતુ ખરૂં જોતાં એ કચ્છનોજ ભાગછે. એમાંથી માત્ર પ્રાંથળનું પરગણું આ ભૂગોળમાં જુદું ગણ્યુંછે. અહીંના લોકોની ભાષા તથા રીતભાત કાઠિ-યાવાડના લોકોને મળતીછે. એમાં ૧૧૯ ગામ તથા ૯૪૫૧૧ માણસની વસ્તીછે.

મુખ્ય શેહેર—રાપર એમાં એક દિવાની ફોજદારી અદાલતછે તથા એક ગૂજરાતી નિશાળછે. એ શેહેર જુનું છે અને એને ફરતો બેવડો કિલ્લો રાવશ્રી દેસલના વારા[illegible] શેઠ દેવકરણે બંધાવેલોછે. તેમાં વચલો કિલ્લો ડુંગર પરછે, પણ ધરતીકંપથી ખડખડી ગયોછે. એ અસલ રાજનગર હતું. એમાં ૪૧૮૬ માણસની વસ્તીછે; ભચાઉ, એ એક ટેકરી પર આવેલું શેહેરછે, અહીં પણ એક દિવાની ફોજદારી અદાલતછે તથા ગૂજરાતી નિશાળછે. એમાં ૩૯૫૮ માણસની વસ્તીછે. ગામને ફરતો થોડાકમાં ગઢછે, બાકી એક ડુંગરીપર કિલ્લોછે; શિકારપૂર, અહીંથી રણ ઊતરી પેલે કાંઠે જવાયછે. એ ત્રણે શેહેર મહાલનાં મુખ્ય મથક છે, તેથી ત્યાં વહિવટદાર કારભારી તથા ધ્રૂ દરબારની પેદાસ વસૂલ કરવા રહેછે, ધમડકુ સારણ ઊપર અને ચોબારી ચાંગ નદી ઊપરછે. ચાંગને સામે કાંઠે કંથડપીરનું મનફરો ગામછે. કીડીયાનગર, ગાગોદડ એમાં મોટું થાણુંછે, વાંઢીયા, લાકડીઆ સરસ રૂને વાસ્તે પ્રખ્યાતછે, ચિત્રોડ, ને આડેસર, છેલ્લાં ચાર ગામોમાં એક એક ગૂજરાતી નિશાળછે. કંથકોટ એ અસલ જુનું મજબૂત ડુંગરી કિલ્લાનું તથા રાજધાનીનું શેહેર હતું, જેના વિશે અબુલફજલે પોતાના આઈન અકબરી ગ્રંથમાં લખેલુંછે, આધોઈ એમાં ૩૬૪૩ માણસની વસ્તીછે, એ મોરબીવાળાનું ગામ ડુંગર ઊપર વસેલુંછે, અહીં પણ એક ગૂજરાતી નિશાળછે; પળાંસવું વાઘેલા રજપૂતના હમીરાણાનું મુખ્ય ગામછે, એમાં ૩૬૭૯ માણસની વસ્તીછે.

[મોડે કંથકોટનો ડુંગર ધરણ વાઘેલા પાસેથી આસરે ૧૦૦૦ વરસ ઊપર માગી લેઇ ત્યાં કિલ્લો ચણાવવા માંડયો, તે એના દીકરા સાડે પૂરો કરાવ્યો અને કંથડનાથ પીર ઊપરથી

તેનું નામ કંથકોટ પાડ્યું. એ કિલ્લો ઘણા મોટા જબરા પથરાથી બહુજ મજબુત બાંધ્યો, અને આગળ જતાં કંથકોટ ઘણું મોટું તથા નામાંકિત શેહેર થઇ પડ્યું. એમાં એકવાર ગૂજરાતનો મૂળરાજ પણ આવી રહ્યો હતો. આજે એમાં શ્રાવકોનાં સુંદર નકસીનાં મોટાં દેરાંનાં ખંડેર તથા સૂર્ય નારાયણનું એક જબરૂં દેવાલયછે, તેમાં આસરે ૮૦૦ વરસની જુની લિપિના લેખોછે. ડુંગરની નીચે એક શિવાલયનું ખંડેર પણ તેવીજ ઊંચી કારીગરીનુંછે. ધરણે સાડને માર્યો તેનું વેર સાડના દીકરા ફૂલે ધરણને મારીને લીધું, અને ધરણનો પાળીયો હજુ અહીં ઊભોછે. હાલ એ શેહેરની જાહુજલાલી જતી રહીછે; અને જુનો દરબાર, કંથડ પીરનું દેરૂં, અને કિલ્લો એ પડી ગયાં કે ખડખડી ગયાંછે, ને જયાં એકસો પચીસ વરસ ઊપર હજારોની વસ્તી હતી ત્યાં માત્ર ગામધણીનાં ઘર અને કોળી રબારીનાં આસરે ૪૦ ઝુંપડાંછે.

**પર્વત તથા ડુંગર**—આ પરગણામાં મોટાં મેદાનો અથવા સપાટ જમીનછે અને કયાં કયાં ટેકરીયોછે. પણ મધ્ય ભાગે ડુંગરની એક ત્રુટિત ધાર અંજાર ચોવીશીથી ચાલીને આવોઇ અને કંથકોટ થઇ છેક ગાગોદડ સૂધી ગઇછે. તેનાં જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં નામછે, જેવાં કે લતાડો, ચિલાધાર, સાણાનીધાર, કાળો, મોમાઇઓ, કંથકોટવાળો ચોચો, વીથરોઇયો, લમાઊપાસે ઇડરની ધાર ઇત્યાદિ.

**નદી**—દુધે અને ધમડકા વચ્ચે સારણ નદી હમેશાં વહેછે. એની કરાડ એટલી ઊંડીછે કે આગળ તેમાં ચોરો ઘોડા સહિત સંતાઈ રેહેતા. ખારી નદી લાકડીઆ પાસે ધરાણા આગળ થઇ આમલીઆળા પાસે પડેછે. ચાંગ, મનફરો અને ચોબારી વચ્ચે અધગાઊનો પટછે તે ઊત્તરનાં રણમાં પડેછે.

ખારો વાંધો અથવા ગુપ્તગંગા એ આધોઇપાસે થઇ દક્ષિણા દી જાયછે, ફીડીયાનગરવાળી સઇ પાસેથી નીકળી પળાસવા પાસે રણમાં પડેછે. અને ખારો ભીમાસરના ડુંગરમાંથી નીસરી સણવા પાસે રણમાં પડેછે. ભરૂડીઆ પાસે ચુંપણી નદીછે.

**જમીન તથા પેદાસ**—આ પ્રાંતની જમીનમાં કચ્છના બીજા ભાગની જમીન કરતાં ઘણો ફેર નથી, પણ ઊત્તર અને વાય્ય ખૂણામાં રણને લીધે ખેડવા લાયક નથી, તેથી એમાં ઢોરને ચરવા લાયક ખડ તથા પીલુ વિગેરે બીજાં ઝાડ બહુ થાયછે, અને બાકી જયાં ડુંગરાળો ભાગ નથી તે સારી ખેડવાણછે. વાગડમાં મીઠા પાણીની બહુજ ખોટછે, તેથી ગામે ગામ વરસાદનું પાણી રાખવા મોટાં તળાવ જોવામાં આવેછે, પણ ઊનાળામાં વાગડમાં કચ્છ કરતાં હંમેશ વધારે ગરમી અને લૂ પડેછે, અને જે વખત પાણીની ખરેખરી જરૂર તે વખત તે તળાવો સૂકાઇ જાયછે, ત્યારે લોકોને ઘણેજ દૂરથી કોઇ કોઇ વખત તો બીજે [1]ગામથી ભાંભળ પાણી લાવવું પડેછે. જયાં તળાવછે ત્યાં જો તેમાંજ કૂવા ખોદાવે તો ઊંડા ખોદવા જોઇએ, અને ઊંડા ખોદતાં તળેથી જમીન ખારી તેથી ખારૂં પાણી નીકળેછે. પણ જયાં મીઠું પાણીછે ત્યાં ગામની આસપાસ શેંકડો વાડી કરી લોકો ઊપજ કરેછે. મુખ્ય પેદાસમાં કપાસ ઘણોજ સારો થાયછે, તેમાં લાકડીઆનો કપાસ વખણાયછે અને તેનો ભાવ પણ મુંબઇની બજારમાં સારો આવેછે. મગ એ પરમુલક બહુ જાયછે. બાજરો, મઠ, ઘઊં, છાસટીઓ, ગુવાર, જુવાર, ચોણા, રતડ, એરંડા, તલ, ને મીઠું. અહીંનાં ગાય બળદ

---

[1]તે વિશે લોકોમાં એક કેહેવતછે કે "ચોરીગામ ચકાસર પાણી, દીકરી દેજો એવું જાણી.

ઘણા વખાણાયછે. બળદ તથા ધાન્ય દેશાવર જાય છે.

**હુનરી બનાવટ**—સુવાળા દેશી વણાટ, તેમાં મુખ્ય રાપર (ને ફતેગઢ)નું મોદીયું અને ચોફાળ ઘણાજ ટકાઊ અને વખાણવા જેવા થાયછે. ભચાઊમાં આગળ દેશી લોઢું બનાવવાની ભઠ્ઠીઓ હતી અને એ લોઢાની પોલાદનાં હથિયાર ઘણાંજ ઝવેરદાર થતાં, પણ વિલાયતી લોઢાની સરસાઈ આગળ તે કારખાનાં બંધ પડયાંછે.

**ડુંગરી કિલ્લા**—કંથકોટ, ભચાઊ, બહાદરગઢ (તથા ફત્તેગઢ) ફતેહમાહમદ જમાદારે સં. ૧૮૬૭ માં બાંધ્યો, રાપર, કાનમેર, ચિત્રોડ અને ઊમિયો.

**ધર્મની જગ્યા**—કંથડનાથની જગ્યા કંથકોટમાં, રવેચીમાતા રવમાં, જયાં કચ્છના રાવ શ્રીએ ગાદીએ બેઠા પેહેલાં એકવાર જરૂર દર્શન કરવા જવું જોઇએ, દુધેશ્વર મહાદેવ ડુધૈમાં, વરણુપીર રણમાં, કાગજરીઆ મહાદેવ શિકરા પાસે જયાં ધરણ વાઘેલો પૂજા કરતો, જડેશ્વર, અને રાપરમાં શ્રાવક લોકોના ચિંતામણી પારશ્વનાથનું જુનું દેરું છે, જયાં ગૂજરાત, પાલનપુર, મારવાડ અને સોરઠથી મોટા સંઘ જાત્રાએ આવેછે. લાકડીઆપીર એની મસીદમાં એક ઉંચો મીનારોછે તેની અંદરનાં આમળાદાર પગથીયાંથી ઊપર ચડાયછે. વિથરીઆ મહાદેવ વિથરીઆના ઊંચાં શિખરપરછે.

---

## ૮ અંજાર ચોવીશી પરગણું.

એની પૂર્વ દિશાએ રણ, ઊત્તરે મિઆણી, તથા વાગડ પશ્ચિમે પાવર, અને દક્ષિણે ભુવડચોવીશી અને કચ્છનું અખાત આવેલુંછે. એમાં ૩૯ ગામ તથા ૩૦૨૬૬ માણસની વસ્તીછે.

મુખ્યશેહેર—અંજાર એ સં. ૧૬૦૨ માં રાવશ્રી ખેંગારજીએ વસાવ્યું. એને ફરતો એક મજબૂત કિલ્લો રાવ શ્રી દેસલજીના વારામાં શેઠ દેવકરણે બાંધ્યોછે. એમાં ૧૨૯૯૪ માણસની વસ્તીછે. એ ઇંગ્રેજ સરકાર તરફથી કપતાન ઇસ્ટે આવી ઇ. સ. ૧૮૧૬ (સં. ૧૮૭૩) માં લેઇને ચોવીશ ગામ સાથે તેમનું એક ખાલસા પરગણું કીધું હતું, પરંતુ ઇ. સ. ૧૮૧૯ (સં. ૧૮૭૬) માં જમાબંધી લેવી ઠરાવી દરબારને તે પાછું સ્વાધિન કીધું. એજ સાલમાં ધરતીકંપ થતાં કેટલોક કિલ્લો પડી ગયો. એમાં ૧ દરબારી દિવાની તથા ફોજદારી અદાલત, ૧ ગૂજરાતી નિશાળ અને ૧ કન્યાશાળાછે, તથા વહિવટદાર, કારભારી અને ધૂઓ વસૂલાતાદિ સારૂ રહેછે. સિવાય પોલીસનું થાણું તથા સીટી અને ડીસ્ટ્રીક ફોજદાર રહેછે. અહીંથી પાંચ ગાઉ ઉપર તૂણા નામે ગામછે ત્યાંથી આખા વાગડ, પ્રાંથળ અને મિઆણીનો માલ રૂ, કાપડ, ઊન વિગેરે ચહડાવવા ઊતારવાનું મુખ્ય બંદરછે, ત્યાં એક સારો ફુરજો બાંધેલોછે તે ઉપર સૂકામાં માલ ઊતરી શકેછે. તેમજ તેના કિલ્લામાં ૩ દબાવવાના સંકંજાછે. અંજારમાં માધવરાય તથા મોહનરાયનાં મોટાં શોભાદાર મંદીરો ગામ વચ્ચે આવેલાંછે, ભડેશ્વરનો શ્રાવણમાં આખો માસ મેળો ભરાયછે, જેસલ તથા તૂરીની બે કબરો જેના વિશે અજ્ઞાની લોકો એવું માનેછે કે તે દર વરસે તલભાર વધેછે, અને જયારે તે બે મળી થઇ જશે ત્યારે પૃથ્વી પ્રલય થશે, બહુચરાજીનું મંદીર જેનો મોટો મેળો શ્રાવણમાં થાયછે, મેકમર્ડોવાળો બંગલો, વેરીસાલનો બુરજ, ટીંબી કોઠો ગામના મધ્ય ભાગે ઊંચી ટેકરીપર આવતાં તેપરથી પાંચ ગાઉ નજર પૂગેછે. સિદ્ધસર તળાવ જેનું પાતાળી પાણી હમેશાં

ધ્યાન કરેછે, ઘણી વાડીઓને પૂરૂં પડેછે અને જેમાં પબડી (કમળકાકડી) થાયછે, અહીં વાડી તથા કુંડ બહુજછે અને ગંગા જમના નામના કુંડછે. અંજારથી એક ગાઉ ઉપર નાગલપૂર નામનું ગામછે ત્યાં ખોજાનીજ વસ્તીછે, અને હસનઅલ્લીપીરની જૂની જગ્યા ઉપર તેઓએ રોનકદાર મસીદ બાંધીછે, તેનો ભાદરવામાં મેળો ભરેછે. અંજારથી પાંચ ગાઉ ઉપર નિંગાળનું ઘણું પુરાતન તળાવ આશરે બે ત્રણ ગાઉમાં જબરા મોટા પથરાનું બાંધેલુંછે, તેમાં જૂનાં દેરાંછે તે દટાઇ ગયાંછે; બીજી બાજુએ પીર મૌલાઅલ્લીની જૂની ખોજાઓની જગ્યાછે. એ તળાવમાંથી ખારી નદી નીકળીને ખારી રોહરના બંદરમાં પડેછે.

બીજાં ગામ તૂણા અને ખારી રોહર એ બે બંદરછે. મોટીનાગલપર, વરસામેડી, ટપ્પર, સીણાય અહીં લાખા ફૂલાણીનું બાંધેલું મોટું તળાવછે તેને સંવત ૧૯૦૭ માં રાવદેસલે સમરાવી વાડીમાં પાણી પૂરૂં પાડવા એક બંધો મૂકેલોછે. કીડાણું, અંતરજાળ ભીમાસર-લાખાફૂલાણીના વારાના તળાવ માટે પ્રખ્યાતછે.

**જમીન તથા પેદાસ**—તળ અંજારની જમીન રસાળ તથા હવા અને પાણી સારાંછે. પરંતુ પરગણાના ઘણા ભાગમાં તેમ નથી. કપાસ, બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ, શેરડી વિગરે પાકેછે તથા શાકભાજી બહુ થાએછે.

**હુનરી બનાવટ**—સુતરનું દેશીવણાવટ, લોઢાકામ અને રંગાટ. અંજારનાં ગાડાં ઘણાં મજબૂત થાયછે તે દેશમાં અને કાઠિયાવાડમાં બહુ ખપેછે.

**નદી**—ખારીરોહર નીંગાળના તળાવમાંથી નીસરી એ નામની નાળને મળેછે.

ધર્મની જગ્યા—રામદેપીરનો લાખાપરમાં ખંજાર પાસે કુબરપીરનો મોટો મેળો ભરાયછે.

---

## ૯ ભૂવડચોવીશી પરગણું.

આ પરગણાંની પૂર્વે તથા ઉત્તર દિશાએ અંજાર ચોવીશો તથા કચ્છનું અખાત, આથમણી કોરે કાંઠી, અને દક્ષિણે હાલા ચોવીશો તથા કચ્છનું આખાત આવેલુંછે. એમાં ૧૭ ગામ તથા ૧૧૯૫૦ માણસની વસ્તીછે.

મુખ્ય ગામ—ભૂવડ વસ્તી ૮૪૪—એ ભૂવડ (પૃથુ) ચાવડાએ વસાવેલું તેપરથી એનું નામ પડેલું કહેછે. એ ઘણું જૂનુંછે તેમાં ભૂવનેશ્વર મહાદેવનું દેવળછે, અને તેના ઉપર સંવત ૧૩૪૬ નો લેખ તથા વનરાજ ચાવડાની[1] વંશાવળી જોવામાં આવેછે. એ દેવળની ઉત્તરમાં એક ભૂવડની બાંધેલી ભૂવડીઆ મહાદેવની જૂની દેરીછે. સંધ્રડ અહીં જોગણી નામની જૂની નાળ હતી તે ભદ્રાનદી કેહવાતી પણ હાલ પૂરાઈ ગઈછે. વીરા એ ગામ ગુરજી ઉપાધ્યાય માણેક મેરજીએ રાવશ્રી ખેંગારજીને રાજ મળવાનું ભવિષ્ય કહેલું તેના બદલામાં મળેલુંછે. અહીં ઉપાધ્યાસર નામનું ગુરજીનું બંધાવેલું તળાવછે. કુંભારીયું, દેવળીયું, અને નગા એડાઇ એ મોટું ગામછે, અહીં એક ગૂજરાતી નિશાળછે. અહીંની ખારેક વખાણાયછે.

---

[1] એ વનરાજ ચાવડો જયશિખરીનો દીકરો કે જેને ચાવડા ચરિત્રમાં અહિવનરાજ કહેછે અને જેણે મૂળરાજ પાસેથી કચ્છનાં ૯૦૦ ગામ લેઇ લીધાં લખે છે તે હશે. તે વિશે આ આવૃત્તિમાં લખવા જેટલી ખાત્રી નથી કરી.

**ડુંગર તથા નદી**—ખારોડ અને ધાળો. ખારી નદી ખારોડમાં વાડા પાસેથી નીસરી બેડોઇ પાસે થઇ વીરા આગળ કચ્છના અખાતમાં પડેછે.

**જમીન તથા પેદાસ**—ઘણીખરી ડુંગરાળીછે પણ જયાં ડુંગર નથી ત્યાં ઘણી સારીછે. પેદાસમાં ઘઉં, બાજરી, રૂ, એરંડી, જુવાર, તથા તલ વિગરે, ખારેક અને દારૂ.

**ધર્મની જગ્યા**—જોગણી નાળપાસે જોગણી માતાજીની દેરી, મહાદેવનું દેવળ તથા મીઠા પાણીનો કુંડ એ જૂનાછે. કાર્તિક અને ચૈત્રમાં મેળા ભરાયછે તથા કુંડપર સારવા તારવા રોજ આવેછે.

---

## ૧૦ હાલા ચોવીશી પરગણું.

આ પરગણામાં હાલાજીના વંશના જાડેજા વશ્યા તે પરથી એ નામ પડયુંછે. એની પૂર્વે તથા દક્ષિણે કચ્છનું અખાત, ઉત્તરે ભૂચડ ચોવીશી અને પશ્ચિમે કાંઠીછે. એમાં ૯ ગામ તથા ૬૨૯૪ માણસની વસ્તીછે.

**મુખ્ય ગામ**—ભદ્રેસર વસ્તી ૨૧૪૫, વડાલો અને લૂણી કચ્છનો આ ભાગ ઘણા પૂરાતનકાળથી વસેલો હોય એવું એના અનેક ખંડેરોપરથી જણાયછે. અહીંના લોકો એવું કહેછે કે મહાભારતમાં કહેલી યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી તે આ ભદ્રેસરછે, અને પાંડવોએ અશ્વમેધનો ઘોડો આ ઠેકાણે બાંધ્યો હતો; પરંતુ મહાભારતમાં જોતાં એવું માલમ પડેછે કે અશ્વમેધસારૂ ઘોડો ભદ્રાવતી નગરીમાંથી લાવ્યા હતા અને તે એ ભદ્રેસર કે નહીં તે નક્કી થઇ શકતું નથી. એટલું તો ખરૂંછે કે એ શેહેર ઘણું પુરાતન, આબાદ અને અસલથી કોઇ બળવાન રાજાનું મુખ્ય નગર

હતું એવું ઘણા જુના ખંડેરોપરથી જણાયછે. અસલ ભદ્રેસરતો દટાઇ ગયુંછે, પરંતુ તે શાકારણથી અને ક્યારે તે સિધ્ધ થઇ શકતું નથી. એવું કહેછે કે જામરાવળનું થાણું જુના ભદ્રેસરમાં હતું તેને ગુંદીયાળીવાળા રાયધણજીના ભાઇ મેરામણજીએ ઉઠાડીને સર કર્યું તેના દીકરા ડુંગરજીને ચારણે મેહેણું માર્યું કે તું પોતે ડુંગર ને વળી ડુંગર (કિલ્લા)માં શું રેહેછે, તે પરથી તેને તોડીને નવું ભદ્રેસર વસાવ્યું. એ વાતને આસરે ૨૦૦ વરસ થયાં લાગેછે. જુના ભદ્રેસરને ખોદીને તેમાંથી મોટા પથરા વગેરે કાહાડી લોકો નવા ભદ્રેસરમાં ઇમારત આજપણ ચણાવેછે. ગધૈયાં નામના જુના સિક્કા પણ અહીંથી નીસરેછે.

**નદી**—સાકરીનદી એ લક્કીની પૂર્વે ધારમાં દક્ષિણ ભણી જદુરાપાસેથી નીસરીને ભદ્રેસરની નાળમાં પડેછે. ભદ્રેસરપાસે બીજાં બે નાળાં મળેછે ત્યાં ત્રવેણી કહેવાયછે. ભદ્રેસરની નાળ અસલ ચાલતી પણ હાલ પૂરાટી ગઇછે.

**જમીન તથા પેદાસ**—જમીન સારીછે. એમાં કપાસ, બાજરો, જુવાર, એરંડી, ઘઊં વિગરે થાયછે.

**ધર્મની જગ્યા તથા પ્રાચીન જાણવાજોગ હકીકત**—વસાઇનાં દેરાં નામે શ્રાવકોના જૂનાં દેરાંછે. એમાંનું જૂનું દેરૂં વિરાટ સવંત ૨૨ (વિક્રમ સંવતની પૂર્વે ૪૪૮)માં બાંધ્યું એમ ગુરજી પાસેની હકીકત ઊપરથી માલમ પડેછે. પણ એ હકીકત તપાસી જોતાં આગલા રાજાઓના સંવત તથા ક્રમ ખોટા જણાયછે તેથી તેની બીજી વાતોપર પણ ભરોસો રખાતો નથી. એ દેરાંની બરાબર તપાસ કરતાં માલમ પડેછે કે તેનો ત્રણચાર વાર જીર્ણોધ્ધાર થયો હશે. વચમાંનું દેવળ જૂનુંછે અને તેની ઊપર તથા આસપાસ ત્રણવાર જૂદે જૂદે વખતે ઊમેરો તથા મરામત થઇ સંવતના લેખ ન

ખાયાછે. એ લેખ ખવાઇ ગયાછે, તોપણ એક બે થાંભલા ઊપર ૧૩૨૩ અને એક ઊપર ૧૩૫૮ નો જણાયછે. એ સંવત વાઘેલા તથા વાણીઆમળી રાજ કરતા તેમાંના સારંગ દેવ તથા નગીનદાસના વખતનો હશે; તેની અગાઊ જગડુશા કરીને વાણીઓ સંવત ૧૧૮૨ થી ૧૨૩૮ સુધીમાં થઇ ગયો તેના વખતમાં પનરોતરો (૧૨૧૫) નામનો મોટો દુકાળ પડ્યો હતો ત્યારે તેણે વાઘેલા નોંઘણ પાસેથી વોરાવટને લીધે ભદ્રેસર પોતાના સ્વાધિનમાં લઇ રાજાને તથા આખા મુલકને અન્ન વસ્ત્ર પૂરાં પાડી દેરાંનો જીર્ણોધ્ધાર કરાવ્યો તેથી જગડુશાનાં દેરાંને નામે પણ ઓળખાયછે. એ દેરાંથી થોડેક છેટે એક જબરજંગ જૂની સેલાર વાવછે તેને કોઇ કુડાશાએ બંધાવેલ તે પરથી કુડીયાવાવ કહેછે. ગામની નૈરૂત્ય ખૂણે દક્ષિણ કિનારે ચોખંડા મહાદેવનું દેરૂં પણ ઘણું જૂનુંછે, શેહેરની વાવ્યે એક જૂનું રૈલસર તળાવ સારીરીતે બાંધેલુંછે, તેમાં જૂનીવાવો તથા કૂવા ઘણાછે એ તળાવ ઉપર ખોજા શેઠ ધરમસી પુંજાએ મોટી ધર્મશાળા તથા બંગલો બાંધ્યોછે. તળાવની દક્ષિણે આશાપૂરાનું જુનું મંદીરછે તેનો મંડપ પડી ગયોછે તેના એક સ્થંભપર સં ૧૧૫૮ છે. અહીં બીજા ઘણા પાળીયાછે તે બધામાં "૧૩૧૯ ના મહા વદ ૫ સોમે" લખેલુંછે. એ દીવસે કોઇ મુસલમાન સાથે ભારે ધિંગાણામાં ઘણાજણ પડયા લાગેછે અંબાજીનું દેરૂં તથા કુંડ ભાટીઆ ઠા. સામજી અમરજી એ સમરાવેલછે. એ સિવાય લાલશોભાપીરનો કૂબો, બે સોળથંભી મસીદ જેમાની એક ઘણીખરી જમીનમાં દટાઇ ગઇછે. પંજરપીર જે મોટી ફોજ લેઇને આવ્યો હતો તે અહીં સમાણોછે તેની જગ્યા તથા બીજાં ઘણા મકાનોછે તે પર-

થી જણાયછેકે અહીં મુસલમાનોના ઘણા હુમલા થયા હશે. જૈન હકીકતમાં લખેછે કે ચાવડો અક્કડ નામનો રાજા રાજ કરતો હતો ત્યારે ઇરાનથી બે વાર ફોજ આવી હતી અને તેમાં લાલશા સરદારને તથા બીજા મોટા મોટા મુસલમાનોને માર્યા હતા; પણ અંતે બે ઓલિયાં ભાઇ બેન હતાં તેમણે અક્કડને જીતી મુસલમાનનું જોર વધાર્યું અને ઊપલી મ- સીદો કરાવી, તેનો સંવત ૭૪૭ આપેછે; પણ તેના બીજા સંવતની પેઠે એ પણ ખોટા લાગેછે. એ અક્કડ અહીવન- રાજ પછી થયો હશે. અક્કડનો પુત્ર ભૂવડ એમ લખેછે. વિધવલે ભદ્રેશ્વર વેલાકુલ (બંદર) લીધું એમ વિધવલ પ્ર- બંધમાં લખેછે, તે ભદ્રેસર વગર બીજું કોઈ બંદર જ- ણાતું નથી.

---

## ૧૧ કાંઠી પરગણું.[૧]

એની પૂર્વે હાલા ચોવીશી, ભૂવડ ચોવીશી, અને કચ્છ- નું અખાત, દક્ષિણે કચ્છનું અખાત, ઊત્તરે માક, પાવર, અને મિઆણી અને પશ્ચિમે મોડાસો અને માક મળી એ- ની ચતુરસીમા થાયછે. એમાં ૧૪૦ ગામ તથા ૧૩૦૫૯૪ માણસની વસ્તીછે.

મુખ્ય શેહેર—માંડવી વસ્તી ૩૫૯૮૮. એ આખા કચ્છનું સૌથી વસ્તીવંન શેહેર અને મુખ્ય બંદરછે. એ ઠા૦ ટોપણે સંવત ૧૬૩૬ માં રાવ શ્રી ખેંગારજીના વખતમાં વસાવ્યું. આ શેહેરમાં કારભારી વહિવટદાર તથા ફોજદાર રે- હેછે, તે વધારે માનમરતબો ધરાવેછે. અહીં એક દરબારી

[૧] દરિઆકિનારાપર આવેલું તેથી એ નામ પડયુંછે. કે- ટલાકના કહેવા પ્રમાણે કાઠી લોકો વસતા તે ઉપરથી હશે.

દિવાની અને ફોજદારી અદાલતછે, તેમાં ત્યાંનો તથા આસ-પાસના ગામોનો ઇનસાફ થાયછે. ઉપરાંત એક સિટિ અને એક ડિસ્ટ્રીક્ટ ફોજદાર રહેછે. સમુદ્રકિનારે આલફ્રેડ હાઇ સ્કુલના રોનકદાર મકાનમાં દરબારી ઇંગ્રેજી સ્કુલ બેસેછે, શેઠ ખલપાન દામાની ગૂજરાતી નિશાળ, સુંદર પુસ્તકાલય, ઇસ્પિતાલ, હોડીઓ કોઠો (દીવાદાંડી)[૨], કપાસની ગાંસડી દાબવાનો સંકજો, તથા ઘણી ધર્મશાળાઓ અને મુસાફરખાના થી સારી શોભા થઇછે. ગામમાં દરબારી મોહોલ, દરબારી ગૂજરાતી નિશાળ, તુરંગ તથા શેઠ મથુરાદાસ લવજીની ઝમકુ કન્યાશાળા આવેલાંછે. ગામ બાહાર ટોપણસર તળાવ, અતીતોના મઠ અને સુખલાલગરજીની સુંદર સંસ્કૃત પાઠશાળા છે. સિવાય શેઠ ગોકળદાસ તેજપાળની સંસ્કૃત પાઠશાળા અને ઇંગ્રેજી સ્કુલ થનારછે. એ શેહેર ઘણું સાંકડું અને ઘટ વસ્તી વાળું હોવાથી ઘણું ગંદુ રહેતું, પરંતુ હાલ શેહેર સફાઈ ખાતું નીકળતાં કેટલોક સુધારો જોવામાં આવેછે. અહીંના વેપારી તથા ખલાસી ઘણા સાહસિક હોવાથી મુંબઇ, મલબાર, બંગાળા, ચીન, મકરાન, ઇરાન, અરબસ્તાન, જંગબાર મોસંબિક વિગેરે દૂર દેસાવર જાયછે, અને વહાણથી ઘણો માલ લાવેછે તથા લેઇ જાયછે તેથી ઘણા શ્રીમંત થયાછે. મુંદ્રા વસ્તી ૭૯૪૨. એ પણ સમુદ્ર કિનારે માંડવીથી ૧૨ ગાઉપર એક બંદરછે, એનું પ્રથમ નામ કુમરો હતું, એ સવંત ૧૬૯૬ મા શા૦ વર્ધમાને રાવશ્રી ભોજરાજજીના વખતમાં વસાવ્યું. એમાં મુખ્ય રસ્તા પોહોળા તથા કાટખૂણેછે. એમાં દરબારી મોહોલ, દિવાની તથા ફોજદારી અદાલત, શેઠ વલ્લીમહમદ અલવાણીની

---

[૨] વહાણવાળાને એની સુંદર રોશની ૨૦ મૈલ દૂરથી દેખાયછે.

બાંધેલી ૪ એંગ્રેજી ગુજરાતી નિશાળ, દરબારી પુસ્તકાલય, અને જેરામસર નામનું બાંધેલું તળાવછે. સિવાય શેઠ જેરામ શિવજી અને ઇબજી શિવજી જે જંગબારના કારભારી અને મોટા વેપારીછે તેમનાં સારાં મકાનોછે. બંદર ઉપર ફુરજો બાંધેલો છે તે ગામ સાથે ૧॥ ગાઉની સડકથી જોડી દીધેલો છે. અહીંના વેપારી તથા ખલાસી માંડવીથી બીજે દરજેછે. ગુંદીયાળી માંડવીથી બે ગાઉ ઉપર સારૂં વાડી વાળું ગામ ને શેઠ સુંદરજી શિવજીની જન્મભૂમી—વસ્તી ૪૦૪૬, બિદડા—વસ્તી ૩૬૨૨, ભૂજપર—વસ્તી ૨૭૯૬, કોડાય—વસ્તી ૨૬૯૫, ગોધરો, દેસલપર, મસ્કા એ ઠા. કરમસી રણમલની જન્મભૂમી, કાંડાગરા, કેરા એ ડુંગર ઉપર આવેલું સારૂં વાડી વાળું ગામછે એ ઘણું જૂનુંછે અને એને અસલ કપીલકોટ કહેતા. અહીં લાખા ફૂલાણીના વખતનું એક જૂનું ધરતી કંપથી પડીગયેલું દેવળ તથા વાવછે. એ બેઉની બાંધણી જોવા જેવીછે. સિવાય શેઠ લાડકભાઇ સોમજી વિગેરેના ફંડથી બંધાવેલી એક ગૂજરાતી નિશાળ છે. ફરાદી, બેરાજા, અને મોટા આસંબીઓ એ ત્રણે ગામોમાં એક એક ગૂજરાતી નિશાળછે. બાયડ, ગુંદાળા, ઝરપરો, ભારાપર અહીંના વણકર ચોફાળ, બોરી, તથા બીજાં ભાતીગળ કાપડના વણાટમાં ઘણા હુશિયાર હોવાથી વખણાયછે. આ ગામમાં શેઠ જેરાજભાઇ પીરભાઇની તરફથી એક ગુજરાતી નિશાળ ચાલેછે. અહીં વાડીઓ ઘણી છે તેથી શાકભાજી તથા ફળફળાદી બહુ થાયછે; રેહામોટા, બળદીયા, બારઇ, કપઇઓ, વિગેરે બીજાં ઘણાં સારાં ગામોછે.

**પર્વત**—ધીળો, કેરાવાળો, લક્કી, આડવો ઇત્યાદી, એ સર્વે ઉત્તરે આવેલાછે.

નદી—ભૂખી અથવા નેરણ એ ચકાર પાસે ધોળામાં-થી નીસરી વાંકી અને પત્રી વચ્ચે થઇને લાખાપર પાસે મુંદ્રાની ખાડીમાં પડેછે. નાગમતી એ ચાડવામાંથી નીસરી કેરા, ગજોડ, ખેરાજા, દેસલપર, અને ભૂજપર પાસે થઈ નવી નાળમાં પડેછે. ફ્રોટ એ કાળાધોધા, સમાધોધા અને કપઇઆ પાસે થઈ મુંદ્રાની નાળ પાસે પડેછે. રૂખમાવતી એ ચાડવામાંથી નીસરી મજલ, કોજાચોરા, આસરાઇ અને રાણપાસે થઇ માંડવીની ખાડીમાં પડેછે. રામપર, વેકરા આગળના એના પ્રાટાને ગંગા કહેછે. ખરોડ ધ્રબવા અને નનામાના ડુંગર પાસેથી નીસરી સીસાગઢ, ડોણ, ગોધરા અને લાયજા પાસે થઈ આસર પાસે કચ્છના અખાતમાં પડેછે.

બેટ—સોનાર દડી માંડવીથી ૬ ગાઉ દૂર દરીઆમાંછે.

બંદર—માંડવી અને મુંદ્રા એને એશિયા અને પૂર્વ આફ્રિકાના મુખ્ય બંદરો સાથે વેપાર ચાલેછે.

જમીન તથા પેદાસ—આ પરગણાંની જમીન આખા કચ્છમાં ઘણી સારીછે, અને તેથી અહીં ખેતીવાડી સૌથી સરસ થાયછે. મુખ્ય ઉપજમાં કપાસ, બાજરો, જુવાર, વાજીઆ ઘઉં, મગ, મઠ, નાગલી, ગુવાર, છાસટીઓ, ચોળા, બંટી, કાંગ, ચોણો, શેરડી, એરંડી, તલ, લસણ, રાઇ, સરસવ, મેથી અને ધાણા. સિવાય ઘણા ખરા ગામોમાં દેશિ કાપડ વણાયછેઃ માંડવીનો મસરૂ તથા રેશમી કાપડ, રંગાટી છાપેલ કાપડ દેશાવર બહુ જાયછે. મુંદ્રાનાં છાયલ તથા છીંટ અને ભારાપરની ખોરી, ચોપાળ વિગરે વણાટનું કાપડ સારૂં થાયછે. ખનીજ પદાર્થમાં ગુણીઆસર તથા નાગ્રોઇના પથ્થર ઇમારતના કામમાં આવેછે તેને આરસના જેવો ઓપ ચડેછે.

**ડુંગરી કિલ્લા**—ગુણીઆસર, આસંબોઓ અને કેરા.

**ધર્મની જગ્યા તથા મેળા**—માંડવીમાં સુંદરવરનું મંદીર, કલ્યાણેશ્વરનું દેવળ, લક્ષ્મીનારાયણનું મંદીર, રણછોડજી મહારાજની હવેલી, કાજીવાળી મસીદ અને જુમા મસીદ એ આસરે ૩૦૦ વરસનાં જૂનાંછે. માંડવીથી અર્ધ ગાઊ ઊપર શિતળા માતાનું દેવળછે તેની દર વરસે ચૈત્ર વદિ ૧૩ ની મોટી યાત્રા ભરાયછે, તથા પૂર્વમાં બે ગાઊ ઊપર ઠાકોરજીનું મંદીરછે ત્યાંપણ શ્રાવણ વદિ અમાસનો મોટો ધ્રબુડીનો મેળો ભરાયછે ત્યાથી વળતાં રસ્તામાં રાવળ પીરની જગ્યાછે ત્યાં જાયછે. મુંદ્રામાં શાહ મુરાદના મુકરબાનો મેળો થાયછે. તેની માનતા દેશના અને પરદેશના પણ કચ્છી કરેછે અને પોતાની પેદાસનો અમુક ભાગ એમાં આપેછે. વહાણ વટી તોફાન વખતે માનતા કરેછે. ત્યાં તથા કેરામાં ખોજાના પીર ગુલામ અલ્લીશાની સુંદર મોટી જગા સં૰ ૧૮૫૪ માં બાંધેલીછે, તેનો મેળો ચૈત્ર માસમાં સાત દિવસ સૂધી ભરાયછે ત્યાં કચ્છ તથા હાલારથી લોકો માનતા સારૂ આવેછે. સિવાય ત્યાં લાયજા વાળો આશાપૂરા અને માતાની તુંબડીની જગ્યા જાણવાજોગછે.

---

## ૧૨ મોડાસા પરગણું.

આ પરગણાની પશ્ચિમે તથા ઉત્તરે અબડાસો અને માક, પૂર્વે કાંઠી, અને દક્ષિણે આરબી સમુદ્ર આવેલોછે. તેમાં ૧૭ ગામ તથા ૧૦૧૯૭ માણસની વસ્તીછે. એ નામ જામ રાયધણના પરપોતરા મોડ ઉપરથી પડયુંછે,

**મુખ્ય ગામ**—સાભરાઇ મોટી—વસ્તી ૧૪૪૭. અહીં એક ગૂજરાતી નિશાળછે, બાયઠ—વ, ૧૩૪૧, બાડો—વ.

૧૨૫૬. અહીંપણ એક ગૂજરાતી નિશાળ છે. ભોજાય, હાલાપર, મોડકૂબો, લઢેડી અને કોકલીઆ.

**મુખ્ય ડુંગર**—ચિત્રાણો એ અસલ મોડાસાની ઊગર હદ ગણાતી. એમાં કોઇ ચિત્રનાથ કરીને સિધ્ધ રહેતો હતો, તેપરથી એ નામ પડયુંછે. હાલમાં ત્યાં એક ભોંયરૂં છે, તેમાં એ સાધુનો પથ્થરનો પલંગ તથા ચરણપાદુકા છે. તેની જેઠ મહિને યાત્રા ભરાયછે. એ ડુંગરમાંથી આગળ લોઢું કાઢતા.

**નદી**—સાઇ, કોટડીવાળી નદી સાઇ નદીમાં મળેછે, અને વિંગડી નદી ચિત્રાણામાં મકડાના ડુંગરમાંથી નીસરી પોલડીઆ, નાંગરેચા, ઊનડોટ, અને બાયઠ આગળ થઇ બાડા પાસે સમુદ્રમાં પડેછે.

**જમીન તથા મુખ્ય પેદાસ**—જમીન કાળી અને ઘણું કરી સપાટ ને રેતાળ છે, તેમાં મગ, મઠ, ગુવાર, તલ તમાકુ વિગરે પાકેછે.

**ધર્મની જગ્યા તથા જાણવા જોગ હકીકત**—મોડકુબામાં મોડપીરની જગ્યા અને મોડ રજપૂતનું મથક છે. એ મોડપીર જાતનો હિંદુ રજપૂત જાડેજાનો ભાયાત હતો. એની માને પુત્ર થતો ન હતો તે બાઊદીન પીરની આશિષથી અબડો, મોડ વિગેરે પાંચ થયા કહેછે. તેમાં મોડ પીરનો ઉપાસિક થયો. સિંધની સુમરીઓની પછવાડે અલ્લાઊદીન ખૂનીની ફોજ લાગવાથી તે કચ્છમાં નહાસી આવી હતી, તેની મદદ અબડાએ બહાદુરીથી કરી એવું જોઇને અલ્લાઊદ્દીનનો એક સરદાર અબડા તરફ થઓ પણ અંતે અબડો હાર્યો તેથી કેટલીક સુમરી રામપરમાં સમાણી અને બાકી રહી તે નહાસી ને રેહામાં સમાઇ. મોડ હાલારમાં જતો રહ્યો, પણ

ત્યાં મરણ પામતાં તેને મોડ કૂએ લાવી દાટયો અને પીર કરી પૂજવા લાગ્યા અને તેની માનતા આજે ચાલેછે. એની માને ફકીરનું વરદાન હતું તેથી આજે બધા મોડ રજપૂતો દટાય છે અને ઘરને એકવડું બારણું કરેછે. આહીં જન્માષ્ટમીને દિવસે મેળો ભરાયછે અને દર સોમવારે મોડ રજપૂતો પાસેના ગામોમાંથી આવી કસુંબા કહાડે છે. ધોલુ બાવાની જગ્યા એની પાસેછે તેનો ફાગણ શુદ ૨ નો મોટો મેળો ત્રણ દિવસ રહેછે. ચિત્રનાથની જગ્યા ચિત્રાણામાંછે.

---

## ૧૩ અબડાસા પરગણું.

એ પરગણાની ઊત્તરે માક, વાયવ્યે અને પશ્ચિમે ગરડો અને કંડ, દક્ષિણે આરબી સમુદ્ર, અને પૂર્વે મોડાસે અને માક આવેલાંછે. એમાં ૧૪૧ ગામ તથા ૬૪૩૭૬ માણસની વસ્તીછે. એ નામ અબડા ઊપરથી પડયુંછે.

મુખ્ય શેહેર—જખૌબંદર—વસ્તી ૫૧૪૫. એ મહાલનું મુખ્ય મથક અને પરગણાનું બંદર હોવાથી અહીં કારભારી અને ફૂ રહેછે તથા અહીં દરબારી ગૂજરાતી નિશાળછે. કોઠારો વસ્તી ૩૬૭૩. આ શેહેર શેઠ કેશવજી નાયક, ગોકળદાસ તેજપાળ, વેળજી માલૂ વિગરે ઘણા મુંબઇના નામાંકિત શેઠીઆની જન્મભૂમીછે. અહીં સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળની એક ગૂજરાતી નિશાળ તથા બાયાતી કન્યાશાળાછે. ઊપરાંત હાલાસર અને કુરસીંસર નામનાં બાંધેલાં બે તળાવ અને મુંબઇના શેઠીઆઓનાં બાંધેલાં આવકોનાં દેરાં, બંગલા તથા બગીચા છે, તેથી સારી શોભા આપેછે, નળીઓ—વસ્તી ૫૨૩૯. એ એક તવંગર શેહેરછે,

અને એમાં વેપાર સારો ચાલેછે તથા મુંબાઇ જઇ રહેલા શેઠી- આનાં સારી બાંધણીનાં ઘર તથા દેવળો અને એક નિશાળ છે. તેરા—વસ્તી ૩૨૯૨. એ કુમાર શ્રી હમીરજીને આપેલા ગરા- સનું મુખ્ય શેહેરછે, એને ઘણો સારો ગામગઢ તથા દર- બાર ગઢછે. ગામમાં ઇમારતો પણ સારીછે. તેમાં ઇબ- જી ભીમસીનું દેરૂં જોવા જેવું છે. અહીં એક નિશાળછે અને ગામની બાહાર બાંધેલાં બે સારાં તળાવો છે. સુથરી- વસ્તી ૨૮૨૯. એમાં મુંબાઇના સારા વેપારી રહેછે તથા તેમનાં ઘરની બાંધણીથી તથા શ્રાવકોના દેવળથી ગામ સારૂં શોભેછે. એમાં એક નિશાળછે. મોથાળો—વસ્તી ૨૧૭૧. એ નદીથી ઘણુંખરૂં ચારે મેર ઘેરાવાથી ટાપુ જેવું થઇ રહ્યુંછે. અહીં બાંધેલી નિશાળછે. સાંધાણ—વસ્તી ૧૬૨૦. સિંધનો અમીર ગુલામશાહ સં૦ ૧૮૧૯ માં ઝારાની લડાઇ જીતી તેરા, કોઠારા વિગરે મારી મોટા દંડ લેઇ અહીં આવ્યો હતો તેને અહીંના જાડેજાઓએ મારી હઠાવ્યો હતો. કોટડી વ- સ્તી ૧૫૮૭. એ એક ટેકરીપર ગામ છે.અહીં ગૂજરાતી નિશાળ તથા સંપાસર તળાવછે. એક ગાઊ ઉપર નાંગ્રેચા એમાં ગૂજરાતી નિશાળછે. વીંઝાણ—વસ્તી ૨૪૧૩ એમાં બાગ તથા વાડીઓ સારીછે. સુમરી રોહા અહીં રોહાના ડુંગર ઊપર એક સારો કિલ્લો અને દરબારછે, કિલ્લામાં પાણીનાં ટાંકાં સંકટ વખતે ઉપયોગ સારૂ બાંધેલાંછે. નીચે એક સુંદર બાંધેલી નિશાળછે. એ ડુંગરી કિલ્લામાંથી ચારે તરફ જોતા ડુંગ- રો અને ખીણોનો તથા દૂરની વાડી અને ગામોનો દેખાવ સારો જોવામાં આવેછે. ઉપલા ગામોમાં એકેકી નિશાળછે. ડુમરો—વસ્તી ૧૮૦૩. બિંદ્રા અહીં એક દરબારી ફોજદારી દિવાની અદાલત આસપાસના ગામોને ઇનસાફ આપવા સ્થા- પેલીછે, તથા રક્ષણ સારૂ પોલીસનું થાણુંછે. મઉ—એ ગામમાં

સાત કૂવા છે તેમાંથી મીઠું પાણી નદીના પ્રવાહની પેઠે રાત દીવસ છલ્યું જાય છે તે નીખ ખોદીને વાડીઓમાં લઇ જાયછે. એકેક કૂવો ત્રણ વાડીને પાણી પાઇ શકેછે. એથી ફૂળફળાદિ બહુ થાયછે તથા વાડીની એવી સુંદર ઘટા થઇછે કે તે વખતે કચ્છમાં માણસને રમણિય ગૂજરાત યાદ આવેછે.

**ડુંગર તથા નદીઓ**—કોરી કૂબો, ચિત્રાણાની પશ્ચિમ ધાર, રોહાવાળો ડુંગર, બાળાચોડ અને વમોટી વાળો ધાર જે ઠેકાણે ઠેકાણે જૂદા નામથી ઓળખાયછે—જેવાકે વેહાર, બરૂ, ખાલોડો, હાથડાઓ, વિગેરે. સાઇ નદી ચિત્રાણામાં ચિયાસર પાસેથી નીસરી મોડાસામાં હાલાપર અને સાભરાઇ વચ્ચે થઇ મોડકૂબા અને બાંભણાઇ આગળથી જઇ આરબી સમુદ્રને મળેછે. મોડકૂબા પાસે એને વંગધરો કહેછે. સતવળી નનામા પાસેથી નીકળી ચિઆસર, નુંધાતડ, હાજાપર, વિંઝાણ, વરંઢીઆ, સાંધાણ અને છછીઆ પાસે થઇને આરબી સમુદ્રને મળેછે. એને કનકાવતી પણ કહેછે. નાયરો અથવા પેઓણી નદી વેહારના ડુંગરમાથી નીસરી કાળાવડ, બાળાચોડ, મોથાળા, બિટિયારી, સાંઘો, કોઠારા, વાંકુ અને રાપર પાસે થઇને આરબી સમુદ્રને મળેછે. પાણી કયાંક ખારૂં ને કયાંક મીઠું છે. રાણીયારો એ ઘણા કાંટાથી નેત્રા પાસેના ડુંગરમાંથી નીસરી તેરા, સુખપર અને નળીઆ પાસે થઇ જખૌની ખાડીમાં પડેછે. મઢવાળી નદી માતાજીના મઢ પાસેની ધારમાંથી નીસરી ઝંધડીઆ, એડા, વડસર, અને કોસાપાસે જખૌની ખાડીમાં પડેછે.

**બેટ**—જખૌની ખાડીપાસે કંડના દરિયામાં પંદરેક નાના મોટા બેટછે તેમાં મુખ્ય આડોઘક, લૂણ કે ધ્રુગડ, જોગીથરી કે પીર શેખરાન, પીર હાજી ઇબ્રામનો ટાપુ, લાણાવાસ ઇ૦ એ બધા દરિયામાં કિનારે કિનારે જતાં બહારથી દેખાયછે. માહેલીગમ ખેરલો, ભિટ, ચબડી, સપથરો, બગથ-

રા વિ૦ છે. એમાં ઢોર ચારવા થોડાંક માણસો ઝુંપડાં બાંધી-ને રહેછે. અહીં ગોડીયાની, ટંગેરાની, નરાની, ને ખડાની બાડીઓ અને સિંધ જવાની એક નાળછે.

**બંદર**—જખૌ એને સિંધ, મકરાન, આરબસ્તાન મુંબઇ અને મલબાર કિનારા સાથે વેપાર ચાલેછે.

**જમીન તથા પેદાસ**—અબડાસાની જમીન ઘણી ર-સાળછે તેમાં રૂ, બાજરી, ગુવાર, જુવાર, પુછર, છાસટીઓ, ઘઊં, દીવેલી, અડદ, ચણા, નાગલી, બંટી, ચીણો, મગ, મઠ, જવ, તલ, કાંગ, ઇત્યાદી નીપજેછે. સુતરાઊ કાપડમાં વખાણવા લાયક નળીઆના બારીના ચોકડીદાર ચોફાળ, લું-ધી, ઊચા ખેસ, ઇલાયચો, પાંચપટ્ટા વિગેરે, બંધુકો, તાળાં, કોઠારામાં સુડી, વિંઝાણમાં પથ્થરના વાટકા કુંડી. અને મો-થાળામાં સોનેરી બાબ થાયછે. જખૌ પાસે સિંધોડી ગામ આગળ મીઠું પાકેછે તે દેશાવર ચડેછે.

[આખા કચ્છમાં ચણા માલ અબડાસામાં અને વાગ-ડમાં કોઈ કોઈ જગાયે થાયછે. નળીઆ, જખૌ, છાડુરા, વડસર, અને રામપર એ ગામોમાં "સર" કરીને નીચાણ-ની કાળી જમીનછે, તેમાં વરસાદનું પાણી ભરાઇ રહેતાં ચણા વાવેછે. વાગડમાં ગેડી અને માખેલ પાસે એ સરને "સરાણ" કહેછે, તેમાં ચણા અને ઘઉં થાયછે. બાજે ઠે-કાણે જે ઘઉં થાયછે તે વાડીનું પાણી પાવાથી.]

**ડુંગરી કિલ્લા**—સુમરી રોહા તથા કોઆનો પધ્ધર.

**ધર્મની જગ્યા**—અબડાપીરની જગ્યા સુમરી રોહા પાસે નાનો રોહા કરી ડુંગરછે તેમાં સિંધની સુમરીઓ આવીને જીવતાં સમાણી એવું કહેછે તેનો મેળો થાયછે

૧સે ગુંથળીની સીમમાં માતંગનો બારે મેળો થાયછે

તથા શિતળાનો મેળો ચૈત્ર વદિ ૧૩ નો થાયછે. એમાં શા૦ બુધા ડોશાણીનું બાંધેલું શ્રાવકોનું દેરૂં તથા શેઠ ખટાઉ મકનજીની બાંધેલી હવેલી અને પીર બડામીઆંએ બાંધેલી સૈયદ મહમદની મસીદ જોવા જેવીછે. નળીઆમાં શા૦ નાથા નરસીંનું સં ૧૮૯૭ માં બાંધેલું એક દેરૂં તથા બીજું શાંતિનાથજીનું શા૦ ભારમલતેજસીંનું અને ત્રીજું હીરજી નરસીંનું બાંધેલું મળી "વીર વસઇ"નાં દેરાં કહેવાયછે. કોઠારામાં મુખ્ય દેરૂં શાંતિનાથનું શા૦ શિવજી નેણસી, વેલજી માલૂ અને કેશવજી નાયકે ચાર લાખ રૂપિઆ ખરચી ઘણુંજ સરસ બાંધેલું છે. સાંધાણમાં સોનેરી કામનું ઉમદા દેરૂં છે તથા એક જંગી ધર્મશાળા સર્વ જાતોના સારા માણસ અને બાવા ફકીરોને ઉતરવા મેમણ જકરીઆ વાળા ઇબ્રાહીમ નુરાણીએ બંધાવીછે. એ ધણીની બનાવેલી એક મસીદ છે. સુથરીમાં શ્રાવકોએ ગીરીત કલોલજીનું દેરૂં તથા શેઠ નરસી કેશવજીએ ધર્મશાળા બંધાવેલીછે. દૂરથી લોકો ગીરીત કલોલની જાત્રાએ માનતા કરવા આવેછે.

---

## ૧૪ કંઠ પરગણું.

કંઠની પૂર્વે અબડાસો, ઉત્તરે ગરડો, દક્ષિણે આરબી સમુદ્ર અને પશ્ચિમે કોરી નદીથી ચતુર સિમા થાયછે. એમાં ૫૭ ગામ તથા ૮૧૨૧ માણસની વસ્તીછે.

**મુખ્ય ગામ—નારણસરોવર—વ. ૯૫૦.** એ પૂરાતન તીર્થની જગ્યાછે, ત્યાં સારાંસારાં દેવળો બાંધેલાંછે. જે લોકો દ્વારકાં અને હિંગળાજની યાત્રા કરેછે, તેમાંના ઘણા ખરા આ તીર્થ કીધા વગર તેનું ફળ મળતું નથી એમ સમજેછે. કોટેશ્વર એ પણ નારાણસર જેવુંજ પવિત્ર અને પૂરા-

તન તીર્થનું ધામ અને બંદર છે, અને લખપતથી આવવા જવાનો માલ એ બંદરે ઊતરે ચડેછે. એ સિવાય પિપર, ગુઅર, બેરમોટી, અને વાઇયોર એ નાનાં ગામડાં છે.

**ડુંગર તથા નદી**—એમાં કોઇ મોટા ડુંગર નથી, પણ ઉત્તરમાં નાના ડુંગરોની એક ધાર મઢ પાસેથી ચાલીને આસાલડી, બિટિયારી, સારણ અને બરંદા પાસે થઇ ગોધાતડ તરફ ગઇછે. તે સાંધોડ, ચામરા, મકડાની રખાલ, એવા નામથી જૂદે જૂદે ઠેકાણે ઓળખાયછે. કુલીવાળી નદી આસાલડીવાળી ધારમાંથી નીસરીને મૂઆરી આગળ જખૌની ખાડીમાં પડેછે.

**જમીન તથા પેદાસ**—જમીન સારીછે પણ વરસાદ ઘણું કરીને થતો નથી તેથી પેદાસમાં કચ્છનું સાધારણ ધાન્ય ક્યાં ક્યાં થાયછે. વરસાદ ન હોય ત્યારે લોકો કચ્છના બીજા પરગણામાં તથા સિંધ અને બીજે દેશાવર જતા રહેછે.

**ડુંગરી કિલ્લા**—મણિયારો ગઢ જૂનો છે.

**તીર્થની જગ્યા તથા જાણવા જોગ હકીકત**—નારાણસર અને કોટેશ્વર એ કચ્છમાં સૌથી પુરાતન પવિત્ર અને પ્રખ્યાત તીર્થનાં સ્થાનો છે. તે વિષે મહાભારતમાં તથા શ્રી મદ્ભાગવત વિગેરે પૂરાણમાં પણ જણાવેલું છે. રાવણ કૈલાશમાથી મહાદેવના વરદાનથી શિવલિંગ લઇ આવતાં દેવતાઓએ છળ કરી અહીં મૂકાવ્યું. પછી "કોટીલિંગ" થઇ ગયાં તેમાંથી મૂળલિંગ ઓળખી પાછું લેઇને ચાલવા માંડયું, પણ કરાર એવો હતો કે જયાં મૂકે ત્યાં તે રહે માટે તેની સાથે ન જતાં અહીંજ રહ્યું તેથી "કોટેશ્વર" કહેવાયા. [અહીં પ્રથમ બ્રાહ્મણ પૂજારી હતા, પાછળથી જોગી થયા, અને સં૦ ૧૩૫૫ માં ગીરનારથી કોઇ નારાણગરજીએ અહીં

જગ્યા લીધી. નારાણસર જે મૂળ મોટું અપોચીઆં જેવું હતું, તે ખોદાવી બરાબર પાળ બાંધી તેના ઊપર આદિનારાયણની સ્થાપના કરી જગ્યાનો ઠાઠ વધાર્યો. તેની ઓલાદવાળા તેની સેવા કરેછે તેની પેદાસ ખાયછે, અને તેના ઊપર અખ્તિયાર ભોગવેછે. એ પૂજારી "કોટેશ્વરના પીર"ને નામે ઓળખાયછે. મૂળ કોટેશ્વર દેવસ્થાન અને ત્યાં જે ગયાકુંડછે તે મોટું તીર્થ હતું, અને નારાણસર માત્ર તીર્થનું સ્થાન હતું. પણ સંવત ૧૭૯૨ માં રાવ શ્રી દેસળનાં વાઘેલી રાણી બાઇરાજબાએ બેટ દ્વારકાંની જાત્રા કીધા પછી ત્યાંના જેવાં લક્ષ્મિ નારાયણ અને ત્રીકમરાયનાં મંદીર નારાણસરમાં ચણાવી ત્યાંનો ઠાઠ અહીં આણ્યો. ત્યાં પ્રથમ માંડવીના ગોસ્વામીજી મારફત સાચોરાને તેડાવી તેની પાસે પૂજા કરાવતા. પણ તેઓ માંહો માંહે લડતાં બાઇએ પોતે બેટમાં ચણાવેલા શંખનારાયણના મંદીરના સેવકોને પાછળથી તેડાવીને ત્યાંની પેઠે પૂજાનો હક સાચોરાનો રાખી ઊપજ તેને સોંપી. તે બ્રહ્મચારીને નામે ઓળખાયછે. કોટેશ્વરમાં બીજાં ઘણાં મંદીરોછે જેવાંકે ચપલેશ્વર, શરણેશ્વર, સમુદ્રમાં ગયાકુંડપાસે કનકેશ્વર (જગદાદો), રૂપેશવર, કમળાદેવી, હિંગળાજને, ભદ્રકાળીનાં દેવળો તથા સૂરજ કુંડ અને રામકુંડ નામના બે કુંડછે. નારાણસરમાં ત્રીકમરાય, લક્ષ્મિનારાયણ, આદિ નારાયણ, સિવાય ગોરધનનાથ, દ્વારકાંનાથ, લક્ષ્મિજી, કુંવર કલ્યાણરાય, ભવેશ્વર, મહા પ્રભુજી, રામચંદ્ર, સ્વામિ વાસુદેવનું બાંધેલું રામનાથ વિગેરેનાં ઘણાં મંદીરો, નારાણસર તળાવ, સિતાવાવડી અને રામ કૂવોછે. એની પાસે એક રમણિય ઝાડી વાળી જગ્યાછે ત્યાં ભાગવતમાં લખ્યાં પ્રમાણે પ્રાચિન બરહીના પુત્ર દસપ્રચેતાએ બારે તપ કર્યું હતું. ઊપરાંત રામગુફા

લક્ષ્મણ ગુફા, શેષગુફા, સનતકુમારની જગ્યા વિગેરેથી એ સ્થળ ઘણું સુશોભિતછે. અહીં કારતક શુદ ૧૫ તથા ચૈત્ર શુદ ૧૫ ની યાત્રા ભરાયછે, ત્યારે સિંધ તથા બીજે દેશાવરથી આશરે ૭૦૦૦ માણસ આવેછે. કંડમાં એક રામવાડો અથવા રામારણ્ય નામનું સુશોભિત અસલી વનછે, ત્યાં શેઠ સુંદરજી શિવજીનું બંધાવેલું દેવળછે. નારાણસરથી વળતાં લોકો તેની જાત્રા કરેછે.]

---

## ૧૫ ગરડા પરગણું.

ગરડાની પૂર્વે પાવર અને માક, ઉત્તરે રણ, પશ્ચિમે કોરી નદી, અને દક્ષિણે કંડ આવેલાંછે. એમાં ૪૩ ગામ તથા ૭૬૪૮ માણસની વસ્તીછે.

મુખ્ય ગામ—લખપત બંદર—વસ્તી ૧૪૨૪. અહીં ફત્તેમહમદે સંવત ૧૮૫૭ માં સિંધ લેવાના ઇરાદાથી જબરો કિલ્લો બાંધ્યો, જેથી એ શેહેર વસ્તી અને વેપારમાં ઘણું વધી ગયું હતું; પરંતુ સિંધના અમીરે એક બંધ બાંધવાથી તથા સં૦ ૧૮૭૫ ના અને ૧૯૦૧ ના ધરતી કંપથી તેની જોડે બીજો બંધ થઇ જવાથી અને ધરતી ઉંચી થતાં સિંધુની શાખા કોરીનું પાણી આવતું તમામ બંધ થઇ ગયું. તેથી લખપત બંદર હાલ ઘણું ચાલતું નથી. માતાજીનો મઠ. અહીં આશાપૂરામાતાનું ઘણું જૂનું મંદીરછે, તે ફૂલના કારભારી કરાડ વાણીઆ અજો અને અણગોરે બંધાવેલું કહેછે, ફૂલના કારભારીને આસરે વર્ષ ૧૦૦૦ થવાં જોઇએ. ત્યાર પછી સં. ૧૮૮૨ માં ક્ષત્રી શેઠ સુંદરજી તથા જેઠા શિવજીએ એને ફરીથી સમરાવ્યું. આ ઠેકાણે ફટકડી થાયછે તથા આશાપૂરી ધૂપ નીકળેછે.

આ પરગણામાં રાવશ્રી ગોડજીના વખતમાં નરા પાસે સિંધ-ના અમીર ગુલામશાહ ૭૦૦૦૦ માણસની ફોજ લેઇને સંવત ૧૮૧૯ માં ઊતર્યો. તેની સાથે જીવણ શેઠની સરદારી તળે કચ્છ-ની ફોજને ઝારા પાસે મોટી લડાઇ થઇ તેમાં ૧૦૦૦૦૦ માણ-સ મૂવું, અને અમીરની જીત થઇ. પણ પાછળથી અમીરે સાં-ધાણ આગળ માર ખાતાં ધાસ્તી ખાઇ કેટલીક સરતે પાછો ગયો હતો તે સરતો ન પાળવાથી પાછો ૫૦૦૦૦ ની ફોજ લેઇ નરા પાસે આવ્યો, તે વખતે એને સમજાવી પાછો વાળ્યો, પણ સિંધુ-ની કોરીની શાખાનું મીઠું પાણી રણમાં આવતું, તેથી ગરડ[1] અને બન્ની તથા પાવરમાં ચોખા પાકતા તેની પેદાસની દર-બારને આઠ લાખ કોરી આવતી, તે ગુલામશાહ ખીજવાયા-થી તેણે સિંધમાં અલ્લી બંદર પાસે આસરે સં. ૧૮૨૨ માં એક બંધ બંધાવ્યો તેથી મીઠું પાણી આવતું બંધ પડ્યું અને સમુદ્રને કાંઇ અટકાવ નહીં રેહતાં રણની, તેમજ આ-સપાસની જમીન ખારી થઇ ગઇ. એથી પેદાસમાં મોટું નુકશાન થયું. પાછો જ્યારે ૧૬ મી જુન સન ૧૮૧૯ માં ધ્રાસ થયો ત્યારે લખપતની નદીમાં પાણી ન હોતું તે ખુબ કાંઠા સુધી ભરાયું અને તે થોડીક મિનિટ સુધી રહ્યું. આથી સિંધુની પૂર્વ શાખામાં તથા બન્નોમાં ઘણો ફેરફાર થયો. એ ધ્રાસની અગાઊ કોરીમાં લખપત બંદર પાસે ઓટ વખતે એક ફૂટથી વધારે અને ભરતી વખતે છ ફૂટથી વધુ પાણી ન હોતું રહેતું અને તેની ૧૦૦ વાર પોહોળાઈ હતી. પણ એથી લખપત આગળ ઓટ વખતે ૧૯ ફૂટ પાણી થયું હતું, ને કચ્છ અને સિંધ વચ્ચેનો કિનારો લગ ચાર મૈલ છે તેનું પાણી માપતાં ૪ થી ૧૦ ફૂટ જોવામાં આવ્યું. એથી અલ્લી બંધને પણ નુકશાન થયું, અને વહાણનો વેપાર જે સો કરતાં વધુ

વરસથી બંધ હતો તે પાછો ચાલુ થયો હતો. ઇ. સ. ૧૮૩૪ માં વરસાદ ખુબ પડયો હતો તેથી નરાનો નદી નરેથી છેક રણ સુધી ફુલાઇ હતી. તેથી જે જમીન ઇ. સ. ૧૮૧૯ ના ધ્રૂાસથી બેશી જઇ રણની સપાટી બરાબર નીચે થઇ જતાં ખેડાતી નહીં તે પાછી સારી માટીથી પુરાઈ ગઇ અને આસરે ૧૫૦ પરાજા ખેડવા લાયક થઈ હતી.

ગરડામાં વાઘમ ચાવડો રાજ કરતો હતો. પણ સિંધથી પ્રથમ મોડે આવી વાઘમ ચાવડાને તેની રાજગાદી પાટગઢ આગળ મારી સમાનું રાજ પેહેલાં લખપત અને નરા વચ્ચે સ્થાપ્યું. ત્યાર કેડે પડોસનાં માકમાંનાં ગુંથળીમાં સાત સાંધ વાઘેલા રાજ કરતા હતા, તેને મારી આગળ વધ્યા. ગુંથળી અને પાટગઢના હાલ માત્ર ટીંબા તથા ખંડેરછે.

**ડુંગર તથા નદી**—દક્ષિણે એક ધાર મઢથી ગોધાતડ સુધી ધનુષ્યાકારે છે. સિવાય નાની નાની ટેકરીઓ ઘણી છે. નદીમાં પાણંદ્રો વાળી ઉપલી ધારમાંથી નીસરી છેર આગળ પડેછે. બીજી પ્રસ્તપૂરવાળી છે,

**જમીન તથા પેદાસ**—આ પરગણામાં પણ વરસાદની બહુ ટાંચ રહેછે, અને જમીન ખારી તેથી કૂવા ખોદાવતાં નીચેથી પાણી પણ ઘણું ખારૂં નીકળેછે એટલે ગામો ઘણા વસ્તીવાળાં નથી. જ્યારે વરસાદ આવેછે ત્યારે લોકો આવી વસેછે, નહીંતર આસપાસના પરગણામાં કે સિંધ જતાં રહેછે. તોપણ હાલ દરબારે ઘણી ઘણી શોધ કરાવી કેટલાક નવા કૂવા ખોદાવ્યાછે, અને હજૂ ખોદાવતા જાયછે. તેથી નવાં ગામો પણ વસેછે. વરસાદ થાયછે ત્યારે કચ્છનું સાધારણ ધાન્ય પાકેછે. ઉપરાંત માતાના મઢ આગળ ફટકડી અને સૂરોખાર થાયછે, અને નાની ઘંટી બનેછે. આ પર-

